# જૈન ધર્મની રૂપરેખા












ગીતાર્થ ગચ્છાધિપતિ પૂ. આચાર્યદેવ
શ્રીમદ્ વિજય **રાજયશસૂરીશ્વરજી** મહારાજા





અનંત લબ્ધિનિધાન **શ્રી ગૌતમસ્વામી ભગવાન**

## ગુરુ લબ્ધિ સૂરિપદ શતાબ્દિ વર્ષ(૧૦૦)નાં શુભારંભ આલંબને...



સૂરિપદ વર્ષ
વિ.સં.1981
માગસર સુદ-5
(છાણી)

સૂરિપદ
શતાબ્દી વર્ષ
માગસર સુદ-5
વિ.સં. 2080-81

જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ-કવિકુલકિરીટ
પૂ. દાદા ગુરુદેવ શ્રીમદ્ વિજય **લબ્ધિસૂરીશ્વરજી** મહારાજા



જિનકી લબ્ધિ સે વિકસિત હે,
ભારત કા યહ દેશ હમારા,
લબ્ધિસૂરીશ્વર ગુરુવર પ્યારા,
વંદન આપકો કોટી હમારા...



॥ ॐ પાર્શ્વનાથાય હ્રીઁ ॥ જૈનં જયતિ શાસનમ્ ॥ ॐ પદ્માવત્યૈ હ્રીઁ ॥

# જૈન ધર્મની રૂપરેખા




: લેખક :

નિત્યભક્તામર સ્તોત્ર સમારાધક તીર્થપ્રભાવક શ્રી ભરૂચ તીર્થોદ્ધારક
પૂ. ગુરુદેવ **વિક્રમસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટધર શિષ્યરત્ન
શ્રી લબ્ધિ વિક્રમ ગુરુકૃપા પ્રાપ્ત-પ્રખર પ્રવચનકાર અનેકતીર્થોદ્ધારક
ગીતાર્થ ગચ્છાધિપતિ પૂ. આચાર્યદેવ **રાજયશસૂરીશ્વરજી** મહારાજા



: પ્રાપ્તિસ્થાન :

**શ્રી લબ્ધિ વિક્રમસૂરીશ્વરજી સંસ્કૃતિ કેન્દ્ર**

સંસ્કૃતિ ભવન, **T/7/A**, શાંતિનગર સોસાયટી, આશ્રમ રોડ,

અમદાવાદ-380 013



**જૈન ધર્મની રૂપરેખા**

લેખક : ગીતાર્થ ગચ્છાધિપતિ પૂ. આચાર્યદેવ
**રાજયશસૂરીશ્વરજી મહારાજા**

ISBN : 978-93-93482-95-2

સંસ્કરણ : પ્રથમ ૧૯૭૦, પ્રત 1000
દ્વિતીય ૧૯૭૧, પ્રત 5000
તૃતીય ૧૯૭૨, પ્રત 1000
ચતુર્થ ૧૯૭૬, પ્રત 1000 (હિન્દી)
પંચમ ૧૯૮૯, પ્રત 5000 (હિન્દી)
ષષ્ઠમ ૨૦૨૪, પ્રત 1000
સપ્તમ ૨૦૨૪, પ્રત 2000
અષ્ઠમ ૨૦૨૪, પ્રત 2000

પ્રાપ્તિસ્થાન :

**શ્રી લબ્ધિ વિક્રમસૂરીશ્વરજી સંસ્કૃતિ કેન્દ્ર**
સંસ્કૃતિ ભવન, T/7/A, શાંતિનગર સોસાયટી, આશ્રમ રોડ,
અમદાવાદ-380 013

મુદ્રક : **જય જિનેન્દ્ર ગ્રાફિક્સ - અમદાવાદ**
જય જિનેન્દ્ર : 98250 24204 • કુશ : 99256 17992



# નિવેદન

શ્રી લબ્ધિ વિક્રમસૂરીશ્વરજી સંસ્કૃતિ કેન્દ્ર તરફથી "જૈન ધર્મની રૂપરેખા" પુસ્તિકાની આઠમી આવૃત્તિ પ્રગટ કરતાં અમે આનંદ અનુભવીએ છીએ.

પ્રસ્તુત પુસ્તકની આ આઠમી આવૃત્તિ છે. હજી પણ વારંવાર આવૃત્તિઓ કરવી પડે એવું આ પુસ્તક છે.

છતાંય સંયોગોને વિચારતા ૨૦૦૦ પુસ્તકો જ છપાવ્યાં છે. આ પુસ્તિકા પોતે જ એક પ્રશસ્તિ છે. માટે એના વિષે વધુ કશું વિવેચન કરતા નથી પણ આ નાની પુસ્તિકા ખૂબ ખૂબ ઉપયોગી નીવડી છે !

આજના જમાનામાં જ્યારે વાંચન રૂચિ વધી છે અને લોકોની ઝડપ વધી છે, સમયનો અભાવ રહ્યા કરે છે, છતાંય સમજવાની ખેવના પણ તીવ્ર હોય છે, ત્યારે આવી લઘુ પુસ્તિકાઓ અત્યંત આવશ્યક બને છે.

આથી નાની ૨૦૦૦ પુસ્તિકા પૂ.ઉપા. વિશ્રુતયશવિ. મ.એ જય જિનેન્દ્ર ગ્રાફિક્સ-અમદાવાદ દ્વારા પ્રકાશિત કરાવી છે.

પૂ. ઉપાધ્યાયજી મ.ના અમે ઋણી છીએ અને જય જિનેન્દ્ર ગ્રાફિક્સ-અમદાવાદને ધન્યવાદ આપીએ છીએ.

સંઘ કૌશલ્યાધાર પૂ.આ.શ્રી જયસુંદરસૂરીશ્વરજી મ.સા. ની પ્રસ્તાવનાથી સોનામાં સુગંધનો ઉમેરો થઈ ગયો.

**1st April, 2024** **શ્રી દિનેશભાઈ/શ્રી કેતનભાઈ**

શાંતિનગર, અમદાવાદ



# આઠમી આવૃત્તિની પ્રસ્તાવના



સહુ પ્રથમ આ પુસ્તક લખવાની પ્રેરણા પૂ.આ.દેવ જયંતસૂરીશ્વરજી મહારાજ સાહેબે કરી. એ અધ્યાત્મયોગીની એક ખેવના રહેતી કે લોકોને જ્ઞાન આપવું. એમના દર્શનાર્થે આવનાર કોઈ વ્યક્તિ ભાગ્યે જ જ્ઞાન-દર્શન કે ચારિત્રની પ્રસાદી વિનાનો રહેતો.

એમના જીવનમાં "ચકોરને ટકોર" એ સૂત્ર રમી ગયેલું હતું. પોતે પણ ચકોર હતા. "પૂ.આ. દેવ કમલસૂરીશ્વરજી મ.સા.ની સેવા કરીશ તો પણ જીવન સાર્થક બની જશે." એવી થયેલી કોઈની ટકોર ઝીલવા ગયેલા અને એમનું જીવન પરિવર્તન થઈ ગયેલું. સેવા કરવા માટે સંયમી બન્યા હતા.

એમણે તૈયાર કરાવેલ આ પુસ્તક એમના કાળધર્મના ૪૭ વર્ષ બાદ પણ એટલું જ પ્રસિદ્ધ રહ્યું છે. પુનઃ આવૃત્તિ કરાવે એવું રહ્યું છે. હું તો માત્ર એમની આજ્ઞાનો ધારક હતો. એમની આજ્ઞાથી મેં પુસ્તક લખ્યું.

આજે એ પૂજ્યોની યાદ તો આવે જ પણ હું એ આનંદમય જીવનની સ્મૃતિ કરું છું. કેવો સુંદર સમય હતો કોઈ જવાબદારી ન હતી અને વડિલોની છાયામાં ધાર્યું કામ થતું હતું.

આજે જરાય સમય મળતો નથી. "અભિનવ મહાભારત"ના વાચકોએ તો મારો પીછો લીધો છે. રોજ એકાદ જણ ઉઘરાણી કરે છે. "અભિનવ મહાભારત"નો બીજો ભાગ લાવો, હું ઉપરથી તો જેને જે જવાબ આપવો ઘટે એ આપી દઉં છું. પણ અંદરથી કહું છું "લાવો મારા ગુરુદેવને લાવો." એ બીમાર હતા, કોઈની સાથે બોલતા ન હતા. તોય એમની છાયા હતી એટલે પહેલો ભાગ મળી શક્યો. બીજો ક્યારે લખાશે એ તો સ્વર્ગમાં રહેલ ગુરુદેવ જ જાણે. પણ બસ હવે એવા સંયોગ મળે એ જ પરમાત્માને પ્રાર્થના. ભગવતી પદ્માવતી કંઈક એવું કરે અને આ બધાં અધૂરાં કામો અને સાહિત્યરચના પૂર્ણ થાય. અધૂરાં કાર્યોની યાદી આપું તો લિસ્ટ ઘણું લાંબું થાય માટે અહીં જ વિરમું છું.

બસ પુનઃ પણ એ પૂજ્યાત્માઓને એક પ્રાર્થના કે પુનઃ હું સાહિત્યજગતમાં સંચરી શકું તેવી સાનુકૂળતા પેદા કરે.

પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન એટલા માટે પણ આનંદનો વિષય છે કે ઉપયોગી હોવાની સાથે, આ પુસ્તક પૂજ્યોની પ્રસાદી છે. સાચી રીતે પૂ.આ.દેવ જયંતસૂરીશ્વરજી મ.સા.ની પ્રસાદી છે. બસ ગગનગોખે બિરાજમાન એ પૂજ્યોની કૃપા પ્રસાદ વરસે. ચતુર્થ આરાની વાનગી જેવા અમારા ગચ્છનાયક પૂ.આ.દેવ નવીનસૂરીશ્વરજી મ.સા.ની પણ કૃપા વરસે. (છઠ્ઠી આવૃત્તિથી ઉદ્ધૃત)

અમારા મિત્રસમાન સંઘ-કૌશલ્યાધાર આચાર્યવર્ય શ્રી જયસુંદરસૂરિને પણ આ પુસ્તિકા ખૂબ પસંદ પડી છે. આ અંગે તેઓએ પુનઃ પ્રકાશનની સુંદર પ્રેરણા કરી છે. જેથી આ પ્રકાશન શક્ય બન્યું છે. તેમની પ્રસ્તાવના અત્રે લીધી છે.

ઉપા. વિશ્રુતયશવિજયનો અદ્‌ભુત જ્ઞાન-પ્રેમ છે. તેથી બુકશેલ્ફ તરફથી પ્રકાશિત રાજ ભાસ્કર આલેખિત ૯૫ પુસ્તકનો સેટ સુયોગ્ય વિદ્યાર્થી અને નાગરિકોને પહોંચાડવાનો સંકલ્પ કર્યો છે. તે પુસ્તક પુસ્તિકામાં શાંતિનો પરિવાર અને પરિવારની શાંતિ, અહિંસા અમૃતમ્, જીવન નિર્માણ-કળા, અસ્તિત્વની આધારશીલા, ગુરુ-ગીતા પુસ્તકો પણ ઉમેરાયા છે. તેથી કુલ ૧૦૦ પુસ્તકો આપવાનાં છે.

આશા છે કે આ પુસ્તકો દ્વારા વાંચકો સ્વયં તથા પરિવારને સંસ્કારી બનાવવાનો જરૂરી પ્રયત્ન કરશે.

જૈન ધર્મની રૂપરેખા પુસ્તક English, French, Hindi, Kannad, Tamil આદિ ભાષામાં પણ છપાયું છે. તેની E-Book link : HTTPS://ARCHIVE.ORG/DETAILS/OUTLINEOF-JAINISM

અભ્યર્થના સહ વિરામ
**દ. વિજય રાજયશસૂરિ**

વિ.સં. ૨૦૮૦, ચૈત્ર સુદ-૪,
તા. ૧૧-૪-૨૦૨૪, ગુરૂવાર, અમદાવાદ



# પ્રસ્તાવના પૂર્વે

આ પુસ્તિકા લગભગ પ્રેસમાં અપાઈ ગઈ હતી, છપાઈ ગઈ હતી. ત્યાં મારા આત્મિય સમા જેવા સંઘ શાસન કૌશલ્યાધાર આ.શ્રીમદ્વિજય જયસુંદરસૂરિજીની યાદ આવી. તેઓએ આ પુસ્તકને ઝીણવટથી વાંચી પોતાની ખુશી દર્શાવતો પત્ર મને લખ્યો. આટલાં બધાં શાસનનાં કાર્યોની વ્યસ્તતા અને સમુદાયની અનેક પ્રકારની જવાબદારી છતાંય પણ પુસ્તિકાનું જાણે તેમણે અવ્યય જ કરી લીધું. માટે જ તેમની પાસે પ્રસ્તાવના લખાવવાનું મને મન થયું. એમની દૃષ્ટિએ આ પુસ્તિકા હીરા જેવી હતી પરંતુ મારી દૃષ્ટિએ તેઓ હીરાપારખુ ઝવેરી જેવા હતા. પુસ્તકમાં તેઓનાં અમૂલ્ય સૂચનો પણ પ્રાપ્ત થયાં. એમનો આભાર માનીને એમને આત્મિયતાથી દૂર રાખવાની જરૂર નથી પણ આ સુભગ કાર્ય દ્વારા આત્મિયતા અને સ્નેહ ગાંઠ વધુ મજબૂત કરી છે.



# પ્રસ્તાવના

પૂર્વના કાળમાં ધર્મ કે દર્શનના વિષયમાં કયો ધર્મ શ્રેષ્ઠ એ મુદ્દા ઉપર ઘણી બધી ધર્મ ચર્ચાઓ વાદ-સંવાદો ચાલતા હતા. ભારતની બહારથી આવેલા સંપ્રદાયોમાં એટલી ક્ષમતા હતી નહીં કે ભારતીય ધર્મોની સામે શ્રેષ્ઠતાની ચર્ચામાં ટકી શકે. એટલે વિધર્મીઓએ ખાસ કરીને અંગ્રેજોએ શ્રેષ્ઠતાની ચર્ચાને ગૌણ-અતિગૌણ કરીને પ્રાચીનતાના મુદ્દાને ચર્ચામાં ઘણું મહત્ત્વ આપવા માંડ્યું.

ભારત દેશમાં બધા જાણે છે કે શીખ ધર્મ સ્થાપના પાછળથી થઈ. બૌદ્ધ ધર્મ સ્થાપના ભગવાન મહાવીરના કાળમાં થઈ. રહ્યા બીજા બે ધર્મો : જૈન અને વૈદિક (સનાતન). યાદ રહે કે હિન્દુ નામનો કોઈ ધર્મ ન હતો. હિન્દુ કે હિન્દુસ્તાન એ સમગ્ર દેશનું નામ હતું. લગભગ ૧૪૦૦થી ૧૫૦૦ વર્ષ પૂર્વેના શ્રી નિશીથસૂત્ર વિવરણ(ચૂર્ણિ)માં 'हिन्दुगदेसे' આવો ઉલ્લેખ પૂ.શ્રી કાલિકસૂરિ મ.ના સંદર્ભમાં મળે છે. જેમ ગુજરાતમાં રહેનારી પ્રજા ગુજરાતી, બિહારમાં રહેનારી બિહારી, બંગાળમાં રહેનારી પ્રજા બંગાળી એમ હિન્દુ(સ્તાન) દેશમાં રહેનારી પ્રજાઓ (નહીં કે ધર્મ) તે હિન્દુ પ્રજા કહેવાઈ. હિન્દુ પ્રજાના આજે મુખ્ય ધર્મો ચાર છે : જૈન, વૈદિક, બૌદ્ધ, શીખ. હાલ છેલ્લા કેટલાક સૈકાઓથી આ હિન્દુ પ્રજામાં મોટી

વસ્તી વૈદિક ધર્મની હોવાથી અંગ્રેજોએ વૈદિક ધર્મનું 'હિન્દુ ધર્મ' નામ કરી નાખ્યું. બીજા ધર્મો ક્યાંય લુપ્ત થઈ જાય એ જ તેમનો ઈરાદો. પછી વૈદિક ધર્મની સાથે જ એ લોકોને સ્પર્ધા કરવાની રહે એ હેતુથી શ્રેષ્ઠતાની ચર્ચાને 'પ્રાચીનતા'ના મુદ્દા તરફ વાળી દીધી. ખરી રીતે તો પ્રામાણિકપણે ચર્ચા કરવી જ હોય તો શ્રેષ્ઠતાના મુદ્દે જ થવી જોઈએ.

અંગ્રેજોએ જ્યારે હિન્દુ(ધર્મ)ની પ્રાચીનતાને આગળ કરવા માંડી ત્યારે અનેકાનેક પરદેશી લેખકોએ એ ચર્ચામાં ઝંપલાવ્યું ત્યારે તેમને ખબર પડી કે વૈદિક ધર્મ કરતાં પણ જૈન ધર્મ સૌથી વધુ પ્રાચીન છે.

(૧) 'Jainizm : The Oldest Living Religion' લેખક : જ્યોતિપ્રસાદ જૈન

(૨) જૈન ધર્મ પરિચય (પ્રસ્તાવના) લેખક : આ.શ્રી ભુવનભાનુસૂરિજી

(૩) જૈન ધર્મની રૂપરેખા લેખક : આ.શ્રી રાજયશસૂરિજી મ.સા.

આ ત્રણ ઉપરાંત પણ બીજાં ઘણાં પુસ્તકોમાં પ્રાચીનતાના મુદ્દા ઉપર ચર્ચા કે પ્રમાણો રજૂ થયેલા છે, જે જૈન ધર્મ સૌથી વધુ પ્રાચીન (અનાદિઅનંત) હોવાનું સમર્થન કરી રહ્યા છે. જેમાં પરદેશી અને ઈતિહાસ અભ્યાસી લેખકોએ જૈન ધર્મની

પ્રાચીનતાનું સમર્થન કરેલ છે. ઉપરાંત વૈદિક ધર્મના શાસ્ત્રો-વેદો-પુરાણો-કાવ્યો વગેરેમાંથી પણ ઉદ્ધૃત કરાયેલા અનેક પ્રમાણ શ્લોકો-મન્ત્રો છે કે જેનાથી જૈન ધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે.

પૂ.આ. ભુવનભાનુસૂરિ મ.સા. અને પૂ.આ. રાજયશસૂરિ મ.સા. આ બંને આચાર્ય ભગવંતોએ પોતપોતાનાં પુસ્તકોમાં જૈન ધર્મની શ્રેષ્ઠતાનું બહુ સારું નિરૂપણ કરેલું છે. એની સાથે સાથે જૈન ધર્મની પ્રાચીનતાને પુરવાર કરનાર દેશી-પરદેશી વિદ્વાનો કે વેદ વગેરે ધર્મગ્રંથોનાં ઉદાહરણો રજૂ કરેલાં છે.

પૂ.આ.દેવ રાજયશસૂરિ મહારાજે જે રીતે જૈન ધર્મની શ્રેષ્ઠતા અને પ્રાચીનતાનાં વિવરણ અને પ્રમાણો રજૂ કર્યાં છે તે ઈતિહાસપ્રેમી બધાને વાંચવાની જરૂર છે. મેં જ્યારે પહેલીવાર 'જૈન ધર્મની રૂપરેખા' પુસ્તક વાંચ્યું ત્યારથી મને લાગેલું કે ખૂબ સરસ પ્રતીતિકર નિરૂપણ થયેલું છે. તો બધા જ જૈનોને ખાસ ભલામણ છે કે જૈન ધર્મની શ્રેષ્ઠતા અને પ્રાચીનતાનો અભ્યાસ કરવા માટે આ સાતમી આવૃત્તિવાળા પુસ્તકનું અવશ્ય અવગાહન કરે.

પૂ.આ.શ્રી રાજયશસૂરિ મ.સા.ને આવો સરસ નવી ભાતનો ગ્રન્થ રચવા માટે ખુબ ખૂબ વંદન સાથે અભિનંદન.

- સંઘ કૌશલ્યાધાર આ. **જયસુંદરસૂરિ**





# દેવ

"ઊજળું એટલું દૂધ જ અને પીળું એટલું સોનું જ હોત તો" આ દુનિયામાં કોઈ વાદવિવાદ જ ઊભો ન રહેત !

પણ... દુનિયામાં અસલી કરતાં નકલીની સંખ્યા વધારે હોય છે. માટે જ તો આપણે રોજિંદા જીવનવ્યવહારમાં પણ સાવધાન રહેવું પડે છે.

ખોખા પર Made In USA લખ્યું હોય અને અંદરનો માલ તમારી જોડેની ગલીની Factoryમાં બનેલો નીકળે છે.

માણસોમાંય ક્યાં આવું નથી બનતું ? કાલું કાલું બોલતો હોય ત્યાં સુધી માને દીકરો અસલી લાગે છે અને વહુ આવે જુદો થઈ જાય. સામુંય ન જુએ ત્યારે નકલી છે એમ ભાન થાય છે !

કેટલાય બિચારા કોડે ભરીને અને ઘોડે ચઢીને પરણે છે. પણ ચાર દહાડામાં છૂટાછેડા લેવા પડે છે. એવા પતિ માટે પત્ની અને પત્ની માટે પતિ નકલી હોય ત્યારે જ આમ થાય ને !

આમ બનાવટ તો બધાંય ક્ષેત્રે ચાલે, આપણે કહીએ પણ છીએ કે ભાઈ નકલી છે તો અસલીની કિંમત છે. ગમે તેમ હોય પણ દુનિયામાં નકલીનું જોર રહેવાનું... રહેવાનું... અને

રહેવાનું... જ!!! તેથી મૂળવસ્તુ અસલી ચીજને મેળવવા માટે માણસે પારખું બનવાની જરૂર છે.

ધર્મની વાત પણ આવી જ છે. તેમાંય સારા કરતાં ખોટાનું, અસલી કરતાં નકલીનું જોર વધારે જામેલું છે. માટે ત્યાં પણ પારખું કરવાની જરૂર ખરી જ !

ધર્મનું સૌથી પહેલું અંગ એટલે "ભગવાન" !

ભાઈ ! એમ ગમે તેને ભગવાન કહે થોડું ચાલે ! જરા વિચારવું પડે કે "ભગવાન કોણ છે ?"

આપણે કહીએ કે, "હે સાચા ભગવાન ! તું હાજર થઈ જા !" અને ભગવાન હાજર થઈ જાય ?

અત્યારે કોઈ પણ ધર્મના કોઈ પણ ભગવાન આપણી વચ્ચે હાજર છે, એવું પણ નથી. માટે આપણે તો સૌ સૌના ધર્મગ્રંથ વાંચીને નક્કી કરવાનું કે ખરેખર કોણ માનવા લાયક છે અને કોણ માનવા લાયક નથી.

એ જ વાત એક મહાપુરૂષે કરી છે કે :

"આપણી વચમાં કોઈ ભગવાન અત્યારે હાજર નથી પણ આપણે તે તે ધર્મનાં ધર્મપુસ્તકોમાંથી વાંચીને કોણ ભગવાન થવા ખરેખર યોગ્ય છે તે નક્કી કરવાનું છે."

અને વાત પણ ખરી છે કે, જે જેવા હશે તેવું જ તેનું ચરિત્ર લખાયું હશે !

સાહિત્ય એ તો દર્પણ છે.

દર્પણની સામે જે જેવું ઊભું હોય તેવું દેખાય. કાળો માણસ કંઈ દર્પણમાં ધોળો ન દેખાય અને ધોળો કંઈ કાળો ન દેખાય !

આ બધાં વર્ણનો વાંચતાં નક્કી કરવું કે, જે રાગ-દ્વેષથી, અહંકારથી, મમત્વથી, મારા-તારાથી, સારા-નરસાથી પર થઈ ગયેલા હોય તે જ ખરેખર ભગવાન કહેવાય !

આપણે કોઈને પાપી, અધર્મી, ખરાબ, હલકટ, નીચ, અધર્મી કહેતા હોઈએ છીએ તે આત્માની અંદર રહેલા રાગ-દ્વેષના કારણે જ ?

ઘડી-ઘડીમાં ગુસ્સે થઈ જનાર દુનિયામાં પોતે જ કંઈ છે એમ સમજનાર, પોતાના સ્વાર્થની પૂર્તિ કરવા માટે ખોટું કામ કરનારને જ "પાપી" કહેવાય છે અને આ બધું રાગ-દ્વેષ અને અજ્ઞાન હોય ત્યાં સુધી જ થાય.

"રાગ" એટલે મારાપણું, આ સ્ત્રી મારી, આ ધન મારું, આ કુટુંબ મારું, આ શરીર મારું, આ મારો ભગત, આ મારો ખાસ સેવા કરનારો; આ જ બધા રાગના પ્રકારો કહેવાય ! આ બધો લોભ કહેવાય.

આ "રાગ" - "મારાપણા"ના લીધે જ તો બધાં પાપ થાય છે ને ?

હું કંઈક છું. મારી બધાએ પૂજા કરવી જોઈએ, બધાએ મને નમવું જોઈએ. જગતમાં મારા જેવું કોઈ નથી. મારી વચમાં આવે તેને હું તો મારી નાખું. શાપ આપીને એક ક્ષણમાં નાશ કરી દઉં. આ બધો દ્વેષ કહેવાય.

આવા રાગ-દ્વેષ જ્યાં સુધી હોય ત્યાં સુધી સાચું જ્ઞાન થાય જ નહીં. તો પછી આખી દુનિયાના તમામ પદાર્થોનું જ્ઞાન થાય જ કેવી રીતે !

"અહંકાર" અને "મમકાર" તો અજ્ઞાનીઓને જ હોય. આ અજ્ઞાનથી તો જગત દુઃખી છે. પોતાની મોટર પોતાનો જ ક્યારેક નાશ કરશે. પોતાની જ પત્ની પોતાનું જ ક્યારેક ગળું કાપશે. રોજ બે ટંક નહીં પણ બાર વાર ખાવા માગતું પોતાનું શરીર ક્યારે મડદું બની જશે તેય માણસને ખબર નથી કેટલું અજ્ઞાન છે !

જેનું ચરિત્ર વાંચતાં લાગે કે રાગ-દ્વેષ અને અજ્ઞાનનો એક અંશ પણ નથી તો સમજવું પડે કે, આપણા બધાના આત્મા જેવો આ આત્મા નથી પણ કંઈક ઊંચો આત્મા છે. આવો ઉચ્ચ આત્મા એટલે જ પરમાત્મા (પરમ+આત્મા).

આવા પરમ એટલે બધાથી ઉચ્ચ આત્મા, તે જ પરમાત્મા કહેવાય - તે જ ભગવાન કહેવાય.

આવા પરમાત્માઓનાં ચરિત્ર એવાં હોય કે જેને વાંચતા સાંભળતા જ માનવ પરમ શાંતિ અનુભવે, વેરઝેર ભૂલીને પ્રાણીમાત્રને પોતાના પરમ મિત્ર સમજવા માંડે.

કારણ ?

આવા પરમાત્માનું જીવન તપ-ત્યાગ, કરૂણા-દયાથી ભરેલું હોય તે ભક્ત પર ખુશ થાય અને નિંદક પર નારાજ થાય તેવું ક્યારેય પણ ન બને !

કોઈને માણસમાંથી પશુ બનાવે અને પશુમાંથી માનવ બનાવે તે પણ ભગવાન ન કહેવાય.

ભગવાન તો નિંદક અને પૂજા કરનાર, પોતાના પર સંકટો લાવનાર અને પોતાની સેવા કરનાર, કોઈના પર પણ સારા કે ખરાબ ભાવ લાવે નહીં. તો પછી શાપ આપે કે મારી નાંખે તે કેમ બને !

આવા ભગવાનને કોઈને પણ મારવાની જરૂર ન હોય, કારણ કે તેમનામાં રાગ-દ્વેષ, અજ્ઞાન વગેરે દોષો હોય જ નહીં. આવા દોષોને જેમણે મારી નાખ્યા હોય તે પરમાત્મા ભગવાન "અરિહંત" કહેવાય.

"અરિ" = રાગ-દ્વેષ અને અજ્ઞાન, આવા રાગ-દ્વેષ અને અજ્ઞાનરૂપ શત્રુઓનો નાશ કર્યો હોય તેવા અરિહંતને જ પરમાત્મા કહેવાય.

રાગ-દ્વેષ જીતેલા હોય તેમને જિન, જિનેશ્વર પણ કહેવાય.

આવા બધાં જ તીર્થંકર અને જિનેશ્વરોની જીવનની વિગતોમાં સ્થળ અને નામ જુદાં-જુદાં હોય પણ બધાં એક જ સરખી રીતે તપત્યાગની વૃત્તિથી રાગ-દ્વેષ અને અજ્ઞાનને જીતી ગયેલા હોય છે !

આવા પરમાત્માઓએ ન કદી કોઈને શાપ આપ્યો હોય કે ન કોઈ ભક્ત પર ખુશ થઈને વરદાન આપ્યું હોય.

આવા પરમાત્મા તો આત્મામાંથી પરમાત્મા કેમ બનાય તેનો નકશો ચીતરી આપનારા હોય ! તે માર્ગનો ઉપદેશ આપનારા હોય.

આવા ભગવાન જ્યાં જ્યાં ફરતા હોય ત્યાં ત્યાં એમના પ્રભાવથી સુખશાંતિ જ ફેલાય. સિંહ જેવો ક્રૂર ક્રૂરતા ભૂલી જાય અને ગાય જેવું ડરપોક પ્રાણી પણ નિર્ભય બની જાય. આવા આવા તો તેમના કેટલાંય મહાન પ્રભાવ હોય.

આવા અરિહંતો સાક્ષાત્ ફરતા હોય ત્યારે તો કેવું હોય ! તે તો આપણે હાજર હોઈએ ત્યારે જ જાણી શકાય ?

પણ એમનું જીવન ચરિત્ર કેટલું ઉચ્ચ હોય તે તેમની મૂર્તિ પણ કહી આપે.

કદી તમે જિનેશ્વર અરિહંત ભગવાનની મૂર્તિ જોઈ છે ? જૈન મંદિરોમાં તેમની મૂર્તિઓ હોય છે.

અવશ્ય દર્શન કરજો !

આ મૂર્તિની સામે ધ્યાનથી જોશો તો સમજાઈ જશે કે પરમાત્મા તો આવા જ હોવા જોઈએ.

કારણ ?

તે પરમાત્માના હાથ-પગમાં તમને કોઈ શસ્ત્ર નહીં દેખાય.

શસ્ત્ર તો જેને શત્રુ હોય કે જે કોઈથી ડરતો હોય અથવા કોઈનો શત્રુ હોય તેને જોઈએ.

પરમાત્મા તો શસ્ત્ર હાથમાં ગ્રહણ પણ ન કરે !

સાચું કહેજો ! શસ્ત્ર જોતાં જ તમને કઈ ભાવના આવે છે ?

વળી અરિહંતની મૂર્તિઓ જોશો તો તે પદ્માસનમાં હશે ! તેમના આસને હાથી, ઘોડા, ઉંદર, બળદ કે અન્ય કોઈ પણ વાહન નહીં હોય.

વાહન તો મુસાફરને જોઈએ. પરમાત્માને ના હોય ! તે તો મોક્ષમાં પહોંચી ગયા. હવે તેમને વાહન શું કામનું ?

પરમાત્માને કોઈના પર બેસવાનું ન હોય પણ આપણે પરમાત્માના ઉપદેશ પર બેસીને (આચરીને) મોક્ષમાં જવાનું હોય.

વળી આ મૂર્તિઓના હાથમાં જેમ શસ્ત્ર ન હોય તેમ જપમાળા પણ ન હોય કારણ ? જપ તો મોક્ષ મેળવવાનો એક રસ્તો છે.

ભગવાનને હવે કંઈ મોક્ષ મેળવવાનો બાકી નથી. જેને મોક્ષ મેળવવાનો બાકી હોય તેને પરમાત્મા કેવી રીતે કહેવાય !

આ પરમાત્માની મૂર્તિની સાથે કદીય સ્ત્રીની મૂર્તિ હોય જ નહીં. પરમાત્માને સ્ત્રી હોય ?

સ્ત્રી હોય તો તે ભગવાન પણ સ્ત્રીના જ કહેવાય, ત્યારે આપણું કોણ ?

ભગવાન કદી સ્ત્રીના હોય ? ના, ના, એ તો જગત માત્રના-પ્રાણીના-હિત કરનારા હોય, જગતમાત્રના હોય એટલે પરમાત્માની મૂર્તિ સાથે સ્ત્રી તો હોય જ નહીં.

આટલું હોવા ઉપરાંત પણ અરિહંત ભગવાનની મૂર્તિઓનાં આંખ, કાન, નાક મુખાકૃતિ જોતાં પણ પરમ આનંદ જ આવે.

કારણ ?

જિનેશ્વરના નયનમાં કોઈના પ્રત્યે ક્રોધ ન હોય, મુખ ઉપર મમત્વની નાની સરખી રેખા પણ ન હોય.

તેમની મૂર્તિનાં દર્શન થતાં જ આપણને લાગી જાય કે આ આત્મા નથી.

પરંતુ

પરમાત્મા - ભગવાન પ્રભુ છે.

આવા અરિહંત તીર્થંકરદેવો એ જ જૈનોના "દેવ" છે. જૈનોના જ ભગવાન છે એ વાત સાચી નથી. પણ આવા દેવો જેના ભગવાન હોય, જેને આવા રાગ-દ્વેષથી દૂર ગયેલા ભગવાન જ માન્ય હોય તે જ સાચો જૈન. "જૈન" શબ્દનો અર્થ જ એ છે કે જે "જિન"નો અનુયાયી હોય, "જિન"માં, રાગ-દ્વેષથી રહિત વીતરાગ પરમાત્મામાં શ્રદ્ધા રાખનાર હોય તે જૈન.

તેમની આ જ મહાનતાના કારણે લાખો અને કરોડો અજૈન કુળમાં જન્મેલાઓએ પણ જૈન ધર્મનો અંગીકાર કર્યો છે, વીતરાગ-જિનેશ્વરને પોતાના દેવ માન્યા છે. આટલું જ નહીં બીજા ધર્મનાં પુસ્તકોમાં પણ આવા દેવોનાં ગુણગાન કર્યાં છે. "યોગવશિષ્ઠ" વૈદિક (હિંદુ) ધર્મનાં લગભગ બધાં જ અંગોનો માન્ય ગ્રંથ છે, તેના કર્તાએ કેવી સુંદર અને નિરપેક્ષ વાત કરી છે :

"नाहं रामो न मे वांछा विषयेषु न मे मनः ।
शान्तिमाधातुमिच्छामि आत्मन्येव जिनो यथा ॥"

"હું રામ નથી. મને કોઈ ઈચ્છા નથી. વિષયોમાં મારું મન નથી. પણ હું જિનેશ્વર તીર્થંકરોની માફક આત્મામાં જ શાંતિ પ્રાપ્ત કરવા ઈચ્છું છે."

જિનેશ્વર એટલે જ પરમશાંત આત્મતત્ત્વ. માટે તેને મેળવવાની ઈચ્છા એ જ સાચી ઈચ્છા કહેવાય.

પુરાણો અને વેદમાં પણ જૈન તીર્થંકરોને ઉદ્દેશીને મંત્રો છે. એટલું જ નહીં પણ ભગવાન ઋષભદેવ (પહેલાં તીર્થંકર) ને મોક્ષમાર્ગના સ્થાપક કહ્યા છે. શ્રીમદ્ ભાગવતમાં તો સાક્ષાત્ ભગવાન વિષ્ણુના પ્રથમ અવતાર માન્યા છે અને કેવી સુંદર ભાષામાં નમન કર્યું છે.

"હંમેશાં વિષય-ભોગની અભિલાષા કરવાથી પોતાના વાસ્તવિક કલ્યાણથી લાંબા કાળ સુધી દૂર ગયેલા (મૂક બનેલા) આત્માઓને જેઓએ કરૂણાપૂર્વક હૃદયથી નિર્ભય એવા આત્મકલ્યાણનો ઉપદેશ આપ્યો, તે પોતે પણ હંમેશાં અનુભવ થાય એવી આત્મસ્વરૂપની પ્રાપ્તિ વડે બધાં પ્રકારની ઈચ્છાઓથી મુક્ત હતા; તેવા ભગવાન ઋષભદેવને નમસ્કાર થાવ."

(અધ્યાય-૧૮, શ્લોક-૯)

આ શ્લોકનું વર્ણન તીર્થંકરોની મહાનતા અને સત્યસ્વરૂપ બતાવવા માટે પૂરતું છે.

ભર્તૃહરિ નામના મહાન વૈરાગી રાજાથી ભારતનો કયો માનવી અપરિચિત હશે ! તેમણે પણ સાચા સાધ્ય તરીકે ભગવાન જિનેશ્વરદેવની જ સ્તુતિ કરી છે.

"एको रागिषु राजते प्रियतमादेहार्द्ध धारी हरो,
नीरागेषु जिनो विमुक्त ललना संगो न यस्मात् परः ।

दुर्व्वारस्मरबाणपन्नगविष व्यासक्त मुग्धो जनः
शेषः कामविडंबितो हि विषयान् भोक्तुं न मोक्तुं क्षमः ॥''

"રાગીઓમાં એક (બાજુ) પ્રિયતમાના અર્ધાંગથી હર (મહાદેવ) શોભે છે. (અને બીજી બાજુ) સ્ત્રીના સંગથી દૂર અજોડ જિનદેવ (તીર્થંકર) શોભે છે." આમ તેમને પણ કામદેવને રાગ-દ્વેષ માત્રને ખલાસ કરી નાખનાર જિનેશ્વર દેવની મુક્ત કંઠે પ્રશંસા કરી છે.

એટલું જ નહીં પણ ઝેકોસ્લાવિયાના દૂત પરટોલ્ડે પણ જૈન તીર્થંકરોની મહાનતાનો સ્વીકાર કરતાં જણાવ્યું છે કે -

જૈનોના દેવ (ભગવાન) વિષયની વિચારણા પ્રત્યેક વિચારવાન માનવ માટે સ્વાભાવિક તેમજ બુદ્ધિગ્રાહ્ય **(Rational)** છે. એમના મત પ્રમાણે દેવ (ભગવાન) એક પરમાત્મા છે, પણ ઈશ્વર નથી; અર્થાત્ જગતના રચયિતા અને નિયંતા નથી. (ભગવાન) પૂર્ણ દશાને પ્રાપ્ત થવાથી આ અપૂર્ણ અવસ્થાવાળા જગતમાં જન્મ, જરા અને મૃત્યુને ધારણ કરતા નથી. આ કારણથી જ તેઓ વંદનીય અને પૂજનીય છે. જૈનોની દેવવિષયક વિચારણા, સુપ્રસિદ્ધ મહાન તત્ત્વજ્ઞ નિત્શાની **(Superman)** મનુષ્યાતીતની વિચારણા સાથે બરોબર મેળ ખાય છે અને આ વિષયમાં મને જૈનોનું ભવ્ય સ્વરૂપ દેખાય છે."

આ બધાં પરથી એટલું સ્પષ્ટ સમજી શકાય છે કે જૈન "આત્મા સો પરમાત્મા"માં માન્યતા ધરાવે છે અને તેવા જ

પરમાત્માને પરમાત્મા બનવા માટે માને છે, વંદે છે અને પૂજે છે. આવા પરમાત્માઓ (સદેહ પરમાત્મા) તીર્થંકર પણ હોય અને (દેહમુક્ત) સિદ્ધો પણ હોય. તીર્થંકરો પણ આખરે તો સિદ્ધ જ (દેહમુક્ત પરમાત્મા) થવાના. છતાંય તીર્થંકરો એક કાળના અડધા વિભાગમાં ૨૪ હોય છે અને આકાશની જેમ અનંતકાળની અપેક્ષાએ અનંત પણ હોય છે. યોગ્ય એવા બધાં જ આત્માને પરમાત્મા બનવાનો, તીર્થંકર પણ બનવાનો, અધિકાર છે. ખરી રીતે કહીએ તો જૈન ધર્મ કોઈ એક વ્યક્તિને નહીં પણ વિશ્વના તમામ યોગ્ય આત્માઓને પરમાત્મપદને લાયક માને છે, તે બધાને જ ઈશ્વર બનવાના અધિકારી સમજે છે.




"ગુરુ દીવો... ગુરુ દેવતા

ગુરુ બિન ઘોર અંધાર..."

ગુરુ વિના અંધકાર જ હોય છે !

"જેને પરમાત્માની સાથેનો સંબંધ બાંધ્યો હોય,

દુનિયામાં બધાની સાથે સંબંધ છોડ્યો હોય,

એ જ ગુરુ કહેવાય.

આવા ગુરુને જ પરમાત્માનો-જ્ઞાનનો-વીતરાગદેવના સાચા સ્વરૂપનો પ્રકાશ મળ્યો હોય !

આવા ગુરુ વિના ઘરમાં જ નહીં.

પણ...

સમસ્ત જગતમાં ઘોર અંધકાર હોય.

પરમાત્માની-વીતરાગની સાથે સંબંધ રાખ્યા વિના સારી દુનિયાને પ્રકાશ કેવી રીતે આપી શકાય ?

લાઈટનો ગોળો (Bulb) નાનો નહીં મોટામાં મોટો

અને

તેય આખો હોય... પણ,

જ્યાં સુધી એમાં વીજળીનો પ્રવાહ ન આવે ત્યાં સુધી શું કામનું ? ગમે તેટલા જ્ઞાન-ધ્યાન હોય છતાંય જેનો પરમાત્માની સાથે સંબંધ ન હોય તે ગુરુ ન કહેવાય.

પરમાત્માનો પ્રકાશ લેનારા ગુરુનો સૌથી પહેલો નિયમ એ હોવો જોઈએ કે "તેને પોતાનું ઘર ન હોવું જોઈએ."

કોઈ પોતાનું સ્વજન ન હોવું જોઈએ.

"उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्" જેને દુનિયામાં પ્રકાશ પાથરવો હોય એને ઘરની-સ્વજનની દીવાલો તોડી નાખવી જ જોઈએ ને ?

તમારા ઘરમાં દીવો સળગતો હોય ત્યારે બારી ખોલી નાખજો. તરત જ પ્રકાશ ક્યાંયનો ક્યાંય ફેલાઈ જશે.

જે ગુરુ બન્યા હોય.

જેને પરમાત્માનું જ્ઞાન થયું હોય.

મોક્ષ મેળવવાની તીવ્ર ઝંખના હોય; એ ઘરમાં રહે તો એક અપરાધ જ કહેવાય ને !

વિશ્વમાં પથરાઈ જનાર પ્રકાશ જેવા ગુરુ માટે તો આ મારું ઘર, આ મારી પત્ની, આ મારો પુત્ર કે પિતા, આ મારા સ્વજન આવા ભેદ હોય ?

કદી નહીં.

અને એટલા જ માટે સાચા સાધુઓ-ગુરુઓ "અણગાર" કહેવાય. તેમને કોઈ જ ઘર નહીં.

કારણ ?

વિશ્વ જ તેમનું ઘર છે.

તેમના કોઈ સ્વજન નહીં.

કારણ ?

તેમને પોતાને જ વિશ્વના સ્વજન બનવાનું છે.

ઘરબાર છોડીને નીકળેલા સાચા સાધુ કંઈ પોતાનું મઠ, મંદિર, મસ્જિદ કે ઉપાશ્રય ન બંધાવે.

બધાયના માટે એનાં દરવાજા ખુલ્લા છે. માટે જ જૈન સાધુઓની સૌથી પહેલી શરત એ છે કે -

તે રાજા હોય કે મહારાજા,

પણ...

ઘરબાર અને સ્વજનને છોડીને જ આવવાનું.

શ્રીમંત હોય કે ગરીબ હોય તેમના માટે નિયત કરેલો સાદો અને શ્વેત (ધોળો) વેશ હોય તે જ ધારણ કરવાનો.

એ વેશ જ એવો હોય કે જેને જોવાથી સાધુતાનાં દર્શન થાય.

યુદ્ધના મેદાનમાં સંધીનો વાવટો સફેદ રંગનો જ હોય છે ને !

આ સાધુના વેશમાં જ એવી સાદાઈ હોય કે જેને જોતાં જ કોઈનેય લોભ, ઈર્ષ્યા કે લૂંટી લેવાની ભાવના પણ ન જાગે.

સાધુને વળી ઘરેણાં હોય ?

આભૂષણ હોય ?

કિંમતી-રંગબેરંગી વસ્ત્રો હોય ?

સાધુને અત્તર, તેલ કે ફૂલ હોય ?

સાધુને તો પોતાના ગુણો જ શણગાર છે.

મીઠી-મધુરી વાણી એ જ એનું ભૂષણ છે.

પોતાના ઉગ્ર ચારિત્રની-નૈષ્ઠિક બ્રહ્મચર્યની સુવાસ એ જ એના માટે તેલ છે, અત્તર છે.

જો સાધુને પણ ઘરેણાં, વસ્ત્ર અને પ્રસાધનની (શણગારની) જરૂર હોય તો સાદાઈને તો જંગલમાં પોક મૂકવા જ જવું પડે ને !

શરીરની સારવાર અને શણગારમાં પડેલો ગુરુ દુનિયાનાં પ્રાણીઓની સારવાર કેવી રીતે લઈ શકે ? આત્મગુણોની સંભાળ કેવી રીતે લઈ શકે ? માટે સાધુનો તો વેશ જ સાદગીભર્યો...

માત્ર લોકલજ્જા પૂરતો હોય !

શરીરના શણગાર માટે નહીં, પણ શરીરને ટકાવવા માટે હોય !

જે શણગાર કરે...

રંગબેરંગી કિંમતી વસ્ત્રો પહેરે...

તે સાધુ-જૈન સાધુ, સાચો સાધુ ન જ કહેવાય !

જેણે ઘર છોડ્યું હોય...

લાખોની સંપત્તિ છોડી હોય...

એ સાધુ પૈસાને તો અસ્પૃશ્ય સમજે !

એનો સ્પર્શ પણ સાધુને ન કલ્પે !

આવા ભયંકર કાળમાં પણ જૈન સાધુઓ એક પણ પૈસો રાખતા નથી, એટલું જ નહીં પણ પૈસાના સ્પર્શથી પણ દૂર ભાગે છે.

"પૈસો = અનર્થનું મૂળ"

"પૈસો = જીવતી ચિંતા"

તમે જ વિચાર કરો ને કે, જ્યારે ગજવામાં ૧૦૦-૨૦૦ રૂપિયા હોય ત્યારે અને ખાલી ખિસ્સે ફરતા હોઈએ ત્યારે ફરક પડે છે ? ગજવામાં માલમત્તા હોય એટલે ચિંતાની ભઠ્ઠી ચાલુ જ હોય.

જેને તત્ત્વનું ચિંતન કરવું છે એને આવી ચિંતા ન પોષાય, તેથી જ જૈન સાધુઓ કદી પૈસા ન રાખે.

સીધી કે આડકતરી રીતે પણ પૈસા પર પોતાની માલિકી ન રાખવાનો નિયમ ગ્રહણ કરે છે.

આના કારણે જ તો જૈન સાધુઓને તમે કોઈ પણ એક ઠેકાણે મઠ રાખીને બિરાજેલા નહીં જુઓ. કારણ કે જેને પોતાનું કંઈ છે નહીં તેને સાચવવાનું શું ?

બે-ચાર કપડાં પહેરવાં જોઈએ.

અને

એક-બે સૂવાનાં સાધન જોઈએ.

ખાવાનું હાથમાં ન ખવાય એટલે ભિક્ષાપાત્ર જોઈએ.

આટલું તો ક્યાંયથી ય મળી રહે !

આના માટે પૈસાનો સંગ્રહ શા માટે !?

"આવતીકાલે મારું શું થશે ?" સાધુ એવી ચિંતા કરે કે "આ બધાં અજ્ઞાની જીવોનું કલ્યાણ ક્યારે થશે." એવી ચિંતા કરે ?

આ ભારત દેશમાં તો કોઈ પણ ખવડાવ્યા વિના ખાય જ નહીં એટલે રોટલીના બે-ચાર ટુકડા કે બે લોટા પાણીના તો ક્યાંયથી ય મળી જ જવાના.

એમાં પાછું સાધુ તો એક ઘરેથી બધો આહાર (ભોજન) ન જ લે ! લોકોએ પોતાના માટે બનાવ્યું હોય તેમાંથી થોડું લેવાનું.

જેમ ભમરા મધ લે તેથી કંઈ ફૂલમાંથી ઓછું થાય નહીં તેમ પોતાનો નિર્વાહ પણ થઈ રહે !

એટલે જ તો એમને કોઈના ઘરે ધામા નાંખવાના ન હોય. (જમવા જવાનું ન હોય).

ગામમાંથી જે મળે તે ટુકડો બટકું લઈ આવવાનું.

રોટલા મળે તોય સંતોષમાં રહે

અને,

લાડવા મળે તો હરખાઈ પણ ન જાય

કારણ ?

કાલ માટે તો તેમને કશું રાખવાનું જ ન હોય.

અનાજનો એક દાણોય ૩ પ્રહરથી (લગભગ ૯ કલાકથી) વધારે રહ્યો તો પ્રાયશ્ચિત્ત આવે. તેથી ૯ કલાક પહેલાં જ પૂરું કરી લેવાનું.

આહાર લેવાનો, તે પણ સૂરજ ઊગ્યા પછી, લગભગ કલાક પછી અને સૂરજ આથમે એ પહેલા તો બધું પતી જાય.

ત્યાં કાલ માટે રાખવાની વાત કેવી ?

ખાવા બેસે એટલે અકળામણ થાય ત્યાં સુધી તો શું પણ પેટથીય થોડું ઓછું ખાવાનું. બિલમાં સાપ પેસી જાય એવી રીતે ભોજન ઉતારી દેવાનું.

આ શરીરને ગમે તેવું આપો,

સારું ખવડાવો કે ખરાબ,

થોડું આપો કે વધારે,

મનપસંદ આપો કે નાપસંદ

પણ...

રાખ તો એકસરખી જ થવાની ને ?

તેથી જ સાધુ તપ-ત્યાગ કરીને કાયાને કસી નાખે.

ઓછામાં ઓછા ૧૫ દિવસે ૧ ઉપવાસ કે ઉપવાસ જેટલો બીજો તપ તો કરવાનો જ !

અને...

વધારેમાં વધારે તો પૂછો જ નહીં.

૩૦ ઉપવાસ પણ કરે ને ૬૦ ઉપવાસ પણ કરે.

મહિનાઓ સુધી નહીં પણ વર્ષો સુધી પણ લૂખું જ ખાય.

(જૈનોની ખાસ આયંબિલ નામની તપશ્ચર્યા કરે)

જિંદગી સુધી અમુક વસ્તુથી વધારે વસ્તુ ન જ ખાવી, આવો ય નિયમ હોય.

ભારતના એક છેડેથી બીજે ૧૦૦-૨૦૦ માઈલના અંતરે તો કોઈ ને કોઈ સાધુ તમને જોવા મળવાના અને બધે જાય પણ પોતાના પગના જોરે જ, પગપાળા જ ફરનારા (વિહરનારા).

વળી પગમાં કશું પહેરવાની જરૂર નહીં.

સવાર હોય કે બપોર,

ગરમી હોય કે ઠંડી,

શિયાળો હોય કે ઉનાળો,

કાંટા હોય કે કાંકરા;

બધે જ ખુલ્લે પગે જવાનું.

આપણું ચામડું કંઈ ખોટું છે તે પશુનું ચામડું પહેરવું પડે ! ન તો તેમના પગમાં બૂટ હોય કે ચંપલ હોય.

કેવું મજાનું સ્વતંત્ર જીવન !

માંદા પડે તોય ક્યાંય રોકાઈ ન જાય, થોડું ઓછું પણ ચાલે; ચાલવાનું તો ખરું જ.

આવું કષ્ટ ન હોય તો સાધુપણું શાનું ?

શરીર તો (પુદ્ગલોનું) પંચભૂતોનું બનેલું કહેવાય. એની સંભાળ લેવાની કે નાના-મોટા જીવોની રક્ષા કરવાની ?

ખુલ્લા પગે એટલા માટે જ ચાલવાનું કે નાનો પણ જીવ પગ નીચે આવીને મરી ન જાય !

રોજ કાયા કસાય એવી રીતે સ્થિર ઊભા રહીને કાયોત્સર્ગ ધ્યાન ધરવાનું. ભલે શરીર થાકી જાય. ઊભા ઊભા પ્રતિક્રમણ વગેરે ક્રિયા કરવાની.

અને...

બાકીના સમયમાં ધર્મનો ઉપદેશ કે શાસ્ત્રનું વાંચન. સાધુને તે વળી ગામ-ગપાટા મારવાનાં હોય !

ગામ-ગપાટા મારે તો એક છોડીને અનેક ઘર કરનારો જ થયો કહેવાય ને !

જૈન સાધુઓ સંસારની પંચાતથી દૂર રહ્યા ત્યારે જ તો હજારો વર્ષ પહેલાનું જ્ઞાન આજ સુધી ટકાવી શક્યા છે ! વધારી શક્યા છે !! અને ફેલાવી શક્યા છે !!!

સાધુનું ધન એટલે જ્ઞાન.

એક અક્ષર પણ આત્માને ફાયદો કરનાર જ્ઞાન મળતું હોય તો તરત જ લેવા સાધુ તૈયાર !

જમીન ખેડ્યા વિના પાક ન થાય.

તેમ

દેહ કસ્યા વિના જ્ઞાન પણ કેવી રીતે પ્રાપ્ત થાય.

તેથી જ સાધુ દાઢી-મૂછ અને માથાના બધાય વાળ હાથે જ ઉખાડી નાંખે. સાધુને રોજ દાઢી-મૂછ કરવાની કડાકૂટ પોસાય ખરી ?

હજામત કરવા કાં તો હજામ બનવું પડે ! અસ્ત્રો, કાતર, પટપટિયું સાથે રાખવું પડે. કાં તો પૈસા રાખવા પડે !

પણ

સાધુનો-સાચા સાધુનો રસ્તો જ જુદો !

ન પૈસાની જરૂર, ન હજામની જરૂર, ન હજામતની જરૂર !

ચાર-છ મહિના થાય કે વાળ હાથથી પકડી પકડીને ખેંચવા માંડે કલાકમાં તો બધું સાફ કરી નાંખે. તમારો સલૂનમાં નંબર લાગે એ પહેલાં જ બધું પતી જાય.

નબળો સાધુ કહે, "આ તો જુલમ !"

સબળો સાધુ કહે, "ભાઈ ! આ તો સાધુપણાની મોજ છે !"

શરીરને શિક્ષા ન કરીએ તો એ શેઠ બની જાય ને !

વર્ષમાં બે ચાર વાર આવી રીતે હાથ ફેરવતા જઈએ એટલે શરીર સમજે : અંદરવાળો તો જાગતો બેઠો છે, જો આપણે બરાબર કામ નહીં કરીએ તો ખવડાવવાનું-પીવડાવવાનું બંધ કરી દેશે.

રાજાને જીતવો હોય તો રાજમહેલનો કબજો કરવો પડે અને દેશ જીતવો પડે.

આત્મા એ રાજા છે.

મન એ રાજમહેલ છે.

અને દેશ એ શરીર છે.

શરીર ન જિતાય ત્યાં સુધી મન ન જિતાય, અને મન ન જિતાય ત્યાં સુધી આત્મા ન જિતાય, પરમાત્મા ન બનાય.

બસ,

આવી રીતે મન-વચન અને કાયાને જીતનાર હોય તે સાધુ.

મારા-તારાનાં ભેદને નાબૂદ કરી નાંખ્યા હોય તે સાધુ.

સાચા સાધુની દરેક પ્રવૃત્તિમાં અહિંસા-કરૂણા ટપકે !

પ્રત્યેક વચનમાં પ્રાણી માત્રનો-જીવ માત્રનો પ્રેમ નીતરતો હોય !

તેઓનું વચન નીકળે તો પણ પ્રાણીમાત્રના હિત માટે જ !

સત્ય બોલવાનો તો સદાનો નિયમ.

સાધુને નાનું તણખલું કોઈને પૂછ્યા વિના કે માલિકની રજા વિના ખપે નહીં ! કોઈની રજા વિના કશું નહીં લેવાનો તેને નિયમ હોય !

ભલે પછી દાંત ખોતરવાની સળી હોય કે જીવન-મરણના સમયે પાણીનો ઘૂંટડો હોય !

સાધુ તો બ્રહ્મચર્ય પાળે જ.

"બ્રહ્મ" એટલે "આત્મા" - સાચો આત્મા-પરમાત્મા. તેની જોડે જ તેનો પ્રેમ હોય !

પછી તેને પત્ની ક્યાંથી પોસાય.

મન-વચન-કાયાથી તેને સંસારના વિલાસનો ત્યાગ હોય.

પૈસાની તો હવાથી ય દૂર ભાગે.

આવા આવા કેટલાય નિયમોથી શોભે તે સાધુ ! પોતે કોઈને ભારે પડે નહીં અને કેટલાયનો ભાર ઉતારી દે તે સાધુ !

પોતાનું અને પરનું આત્મકલ્યાણ કરે તે સાધુ !

વીતરાગની આજ્ઞા પ્રમાણે જીવે તે સાધુ !

આવા ગુરુ કરીએ તો અંધારામાંથી અજવાળામાં જવાય.

નહિ તો...

ઘોર અંધારે ક્યાંય અથડાઈ મરીએ.



# ધર્મ

## અહિંસા

જીવન કોને વહાલું નથી ?

કીડી કે કુંજર (હાથી) ?

બધાયને વહાલું છે.

ભલે નાના હોય કે મોટા.

પણ...

જીવવાની આશા તો બધાને મોટી જ છે.

મરણને કોણ ઈચ્છે ?

દુઃખ આવે ત્યારે મરણ બાજુ દષ્ટિ જાય, પણ સુખ આવતાં જ મૃત્યુ ક્યારેય યાદ ન આવે !

જીવ સૌને વહાલો છે. જીવન સૌને પ્રિય છે.

ધર્મ બધાના અધિકારનું રક્ષણ કરે.

મોટા જીવને જીવવાનો હક્ક છે અને નાના જીવને જીવવાનો હક્ક નથી એમ ધર્મ ન કહે. ધર્મ તો બધાનો - બધાં પ્રાણીઓનો છે.

જેમ "મા" બધાય દીકરાની સંભાળ લે તેમ ધર્મમાં પણ બધાયનાં જીવનની રક્ષાનું ધ્યાન હોય.

ધર્મ એટલે અહિંસામય-કરૂણામય.

કોઈ પણ જીવને કોઈ પણ પ્રકારે દુઃખ થાય એ ધર્મ કેવી રીતે કહેવાય ? જગતમાં કેટલાય માનવીઓ બિચારા ભૂલા પડ્યા છે ! નિર્દોષ પ્રાણીને ક્રૂરતાથી મારી નાંખવામાં પણ ધર્મ સમજે છે, કેટલાક ઠેકાણે તો એવું અજ્ઞાન ફેલાયું છે કે, બીજા ધર્મને માનતી વ્યક્તિને મારવાની પુણ્ય થાય-ધર્મ થાય એવું મનાય છે.

પાપીને મારવાથી ધર્મ થાય એ ધારણા કેટલી પોકળ છે.

ભાઈ ! જરા વિચારો...

મૂળ હોય તો વૃક્ષ થાય ને !

પણ છોડનો નાશ કરવા માટે ડાળી કાપો.

અને... અને...

મૂળને ખાતર-પાણી આપો તો શું થાય ?

ઝાડનો અંત આવે કે ઝાડ બમણું ખીલે ?

ધર્મ તો એ કહેવાય જે "પાપી"ને નહિ પણ "પાપ"ને મારવાનું કહે.

પાપ રહે તો પાપી થાય.

પાપ જ ચાલ્યું જાય તો "પાપી" રહે કોણ ?

પણ

ધર્મના ઈતિહાસમાં આવી વાતો ખૂબ નોંધાઈ છે.

"બીજા ધર્મના અનુયાયીઓ પાપી છે એને મારી નાંખો; ધર્મ થશે."

ઈતિહાસ આને "ધર્માંધતા" કહે છે. પણ આવી મૂર્ખાઈ ભરેલી લડાઈઓને "ધર્માંધતા" ન કહેતા "અંધતા"-મૂર્ખાંધતા-મોહાંધતા કહેવી જોઈએ.

આવી હિંસાને ધર્માંધતા કહેવાથી ધર્મનું મૂલ્ય ઘટે છે. પણ મોહાંધતા કહેવાથી અહિંસાનું મૂલ્ય વધે છે. સાચો ધર્મ ક્યારેય આવી હિંસા ન થવા દે !

**ધર્મ કોઈની પાસે કરાવવાથી થઈ નથી જતો.**

**ધર્મ તો વ્યક્તિ-આત્મા પોતે કરે તો જ થાય છે.**

શ્રેણિક મહારાજાના સમયમાં કાલસૌકરિક નામનો એક ભયંકર કસાઈ થઈ ગયો. તે રોજ ૫૦૦ પાડાને મારે. રાજાએ હિંસા બંધ કરાવવાનું નક્કી કરી એને અંધારા કૂવામાં પૂર્યો.

કાલસૌકરિકે પોતાના સ્વભાવ પ્રમાણે ત્યાં પણ ૫૦૦ માટીના પૂતળાં બનાવ્યાં અને ૫૦૦એ ૫૦૦ને મારી "હાશ"નો અનુભવ કર્યો. જ્યારે શ્રેણિક મહારાજાએ હિંસા બંધ કરાવ્યાનો આનંદ માન્યો !

પણ હૃદયમાં છુપાયેલી હિંસાને દૂર કરવા માટે મારવા-કાપવાની શિક્ષાની જરૂરત ન હોય ! એ માટે તો પાપી નહીં પણ પાપનો તિરસ્કાર જોઈએ; અને પાપી માટે કરૂણા જોઈએ.

ધર્મ કદી કોઈના કરાવવાથી થતો નથી.

એ તો સ્વયં કરવાથી જ થાય છે. તેથી ધર્મના નામે બીજા ધર્મના, પોતાનાથી વિરૂદ્ધ ધર્મના, માનવી માટે જે તિરસ્કાર પેદા કરે, હુમલો કરવાની પ્રેરણા આપે તે ધર્મ નહીં.

સાચો ધર્મ તો પ્રાણી માત્ર માટે,

દયા,

કરૂણા અને

ઉદારતા શિખવાડે !

**તેથી જ ધર્મનું સૌથી પહેલું લક્ષણ અહિંસા.**

"શક્તિશાળીઓને જ જીવવાનો અધિકાર છે અને નિર્બળ જીવોને જીવવાનો અધિકાર નથી." આ માન્યતા જ સૌથી મોટો અધર્મ.

મનુષ્ય સૌથી મોટો સૌથી વધુ શક્તિશાળી છે. માટે સૌને મારવાનો અધિકાર નહીં પણ સૌને બચાવવાનો, સૌને રક્ષવાનો કાયદો (અધિકાર) તેના પર લાગુ થાય છે.

એક વિચારકે કહ્યું છે કે -

"हिंसा यदि धर्मः स्यात् अधर्मः तदा को भवेत्"

જો શક્તિશાળી કે નિર્બળ કોઈ પણ પ્રાણીની હિંસા એ ધર્મ હોય તો અધર્મ કોને કહેવો ?

મોટા કે નાના,

સદોષ કે નિર્દોષ,

કારણ કે વિના કારણે,

પોતાની જાતે કે બીજા પાસે,

કોઈ પણ જીવને મારવાની-મરાવવાની ભાવના એ અધર્મ જ છે.

આ જ તત્ત્વ આપણે જૈન સાધુ તેમજ શ્રાવકોનાં જીવનમાં વણાયેલું જોઈ શકીએ છીએ. લોકમાન્ય તિલક જેવા વિચારકે તો કહ્યું છે કે, "હિંદુસ્તાનને હિંસાના તાંડવમાંથી બચાવનાર જૈન ધર્મ જ છે."[1]

ગુજરાત જેવા પ્રદેશોમાં આજે પણ જે શાકાહાર-અન્નાહાર વિપુલતામાં દેખાય છે એ જૈન ધર્મનો જ જાગ્રત પ્રભાવ છે. આજે બધાં જ વિદ્વાનો એક અવાજે આ વાત કબૂલ કરે છે

---

૧. "પશુવધ કરવાથી મોક્ષ નથી મળતો એવું ઠસાવીને જો કોઈએ દયાધર્મની ધ્વજા ફરકાવી હોય તો તેનું માન જૈન ધર્મને છે."

("કેસરી" તા. ૧૩-૧૨-૧૯૪૦) - લોકમાન્ય તિલક

કે "જૈન ગૃહસ્થનાં ઘરોમાં અહિંસાના સંસ્કાર ગળથૂંથીથી જ અપાયા છે." તેના માટે એક ઉદાહરણ બસ થશે.

જૈનોના ઘરમાં તમે જઈને કોઈ નાના બાળકને કહેશો કે, "શાક કાપો" તો એ તમારું વાક્ય પણ સમજશે નહીં. કદાચ સમજશે પણ તમારી ભૂલ થઈ છે, એમ માની કહેશે : "શાક કાપો ન કહેવાય, શાક સમારો-સુધારો કહેવાય."

જીવન જીવવા માટે શરીરને કંઈ આપવું પડે.

જીવન ટકાવવા કંઈ કરવું પડે એ બધી વાત સાચી.

પણ,

જેટલી પાળી શકાય એટલી મન-વચન અને કાયાથી અહિંસા પાળવી જ જોઈએ.

"કાપો" એ શબ્દ માણસની હિંસા માટે પણ વપરાય તેથી એ શબ્દ બોલતા ક્રૂરતા પેદા થાય.

પણ...

સમારો કે સુધારો એટલે વ્યવસ્થા કરો એ શબ્દથી પણ મનનો હિંસકભાવ ઠંડો પડી જાય, નિર્બળ થઈ જાય.

કહેવાય છે કે પરમ જૈન મહારાજા કુમારપાળના રાજ્યમાં તો ૧૮ દેશમાં એટલું સખત અહિંસાનું પાલન થતું કે કોઈ

"મારો", "કાપો" પણ બોલે નહિ. તેમનાં એ ૧૮ રાજ્યોમાં હજી સુધી પણ તેની અસર જોવાય છે.

આ સંબંધમાં તો જેટલું લખવું હોય એટલું લખી શકાય પણ એક વાત તો નિશ્ચિત છે કે જે ધર્મમાં જેટલી અહિંસાની વ્યાપકતા તેટલી જ તે ધર્મમાં સત્યતા-શ્રેષ્ઠતા-પૂર્ણતા.

આ અહિંસા ધર્મની સાધના કરવા માટે જ બાકીના બીજા બધાં ધર્મવ્રતો છે.

સત્યવચન,

કોઈયે આપ્યા વિના લેવું નહીં.

બ્રહ્મચર્યનું પાલન, સદાચાર, પરસ્ત્રી માટે માતા સમાન વૃત્તિ,

પરધન-પરની સંપત્તિ એટલે ધૂળનું ઢેફું.

આત્મા સિવાય દુનિયામાં કોઈ પણ વસ્તુ પોતાની નથી એ સમજાવનાર નિષ્પરિગ્રહ વ્રત.

આ બધાં જ અહિંસા ધર્મનાં અંગો છે.

ક્રોધ, માન, માયા અને લોભ એ હિંસા છે.

તેનાથી ભલે બીજાના આત્માની હિંસા ન થાય તો પણ પોતાના ખુદના આત્માની હિંસા તો છે જ !

પોતાના આત્માની હિંસા એટલે આત્મા અને પરમાત્મા વચ્ચે ન તોડી શકાય એવી લોખંડી દીવાલ.

તેથી ક્રોધ, માન, માયા, લોભ વગેરે અધર્મ છે, પાપ છે એમ સમજાવનાર અહિંસાયુક્ત ધર્મ જ સાચો ધર્મ હોઈ શકે.

આવો ધર્મ ક્રોધી, માની, માયાવી કે લોભી ન બતાવી શકે.

તે વીતક્રોધી (અક્રોધી) વીતમાની (અમાની) વીતમાયી (અમાયી) વીતલોભી-વીતરાગી (અલોભી-અરાગી) એવા જિનેશ્વર જ બતાવી શકે !

આવા કોઈ પણ વીતરાગે કોઈ પણ સ્થળે, કોઈ પણ કાળે બતાવેલો ધર્મ એ જ સાચો ધર્મ છે.



## સ્યાદ્વાદ

### અનેકાંત

સાચા અને મહાન ધર્મની પરીક્ષા એની સંખ્યાબળ પર નહીં પણ એના વિચારબળ પર અને ઉદારતા પર હોય છે.

જૈન ધર્મ એની વિચારની ઉદારતા માટે વિશ્વમાં સૌથી વિખ્યાત છે.

ગુજરાતના આનંદશંકર ધ્રુવ[1] જેવાથી માંડીને ચુસ્ત રામાનુજ[2] ધર્મના ગુરુઓએ પણ જૈનોની આ વિચારની ઉદારતાથી પ્રશંસા કરી છે. ગાંધીજી અને બર્નાર્ડ શૉ[3] જેવાઓ પણ આ વિચારથી મુગ્ધ બન્યા છે. ટાગોર અને રાજેન્દ્રબાબુ જેવાઓએ વિશ્વશાંતિ માટે જૈન ધર્મના વિચારની ઉદારતાને સૌથી શ્રેષ્ઠ માની છે.

આ વિચાર-ઉદારતાનું નામ છે અનેકાંતવાદ-નયવાદ-અપેક્ષાવાદ.

આપણે અનેકાંતવાદની તાત્ત્વિક વિચારોમાં કેટલી મહત્તા છે એ વાત બાજુ પર રાખીએ. પણ એથી એ ધર્મની પાલકોમાં શું અસર થઈ છે એ જોઈએ તો સમજાશે કે અનેકાંતવાદ કોને કહેવાય ?

---

૧. "સ્યાદ્વાદ આપની સામે સમન્વયની દૃષ્ટિ ખડી કરે છે. વિવિધ દૃષ્ટિબિંદુના નિરીક્ષણ વિના કોઈ પણ વસ્તુ સંપૂર્ણ રૂપમાં સમજી નથી શકાતી. સ્યાદ્વાદ... આપણને વિશ્વનું કેવી રીતે અવલોકન કરવું તે શિખવાડે છે." - આનંદશંકર ધ્રુવ

૨. સ્યાદ્વાદ જૈન ધર્મનો જીતી ન શકાય તેવો કિલ્લો છે. આ કિલ્લામાં વાદી અને પ્રતિવાદીના માયામય ગોળાઓનો પ્રવેશ થઈ શકતો નથી. - પંડિત રામમિશ્રજી રામાનુજાચાર્ય

૩. "જૈન ધર્મના સિદ્ધાંતો મને ખૂબ જ ગમે છે. જો પુનર્જન્મ હોય તો મૃત્યુ પછી મારો જન્મ જૈન કુટુંબમાં થાય એમ હું ઈચ્છું." - બર્નાર્ડ શૉ

ઘણા ધર્મો એમ માને છે કે, "ભક્તિથી જ આત્માનું કલ્યાણ થાય." ઘણા એમ માને છે કે, "સમાજસેવા કરવાથી જ ધર્મ થાય." કોઈક એમ માને છે કે, "સાધુની સેવા એ જ ધર્મ છે." કોઈક એવું માનવાવાળા છે કે, "એકલા તપ કરીને પડી રહેવાથી જ મોક્ષ થાય છે."

ત્યારે જૈન ધર્મ કહે છે, "આમાંનો કોઈ મત કે ધર્મ ખોટો નથી, જો બીજાની વાત સાંભળે તો."

પણ ભક્તિવાળો કહે, "સેવા કરવાથી ધર્મ ન જ થાય. તપ કરે એ તો અધર્મ જ કહેવાય."

તપ કરવાવાળો કહે છે "ના, સેવા કરે એમાં શું ? તપ જ ધર્મ કહેવાય."

અનેકાંતવાદ કહે, "ભાઈ ! એમ નહીં, તપ પણ ધર્મ છે અને સેવા પણ ધર્મ છે. મનુષ્યની દયા પણ ધર્મ છે અને સુપાત્ર ભક્તિ એ પણ ધર્મ છે.

અને... અને...

આ તત્ત્વજ્ઞાન આપણે જૈનોનાં જીવનમાં પણ જોઈ શકીએ છીએ.

પર્યુષણ પર્વ જેવા દિવસોમાં એક બાજુ તો તેઓ તપ કરે છે.

એ તપ પણ કેવો ? નાનો છોકરો પણ ઉપવાસ કરે. એટલે ૨૪ કલાક સુધી કંઈ જ ખાવા-પીવાનું નહીં. એમ નહીં કે આજે તો ઉપવાસ છે એટલે અનાજ નહીં પણ ફરાળ ખાવાનું. ઉપવાસ એટલે ઉપવાસ જ. એમ પણ નહીં કે દિવસે નહીં ખાવાનું અને રાતે ખાવાનું.

આમ એક બાજુ તો તપને ધર્મ માને છતાંય તે દિવસોમાં તેમના હાથે કેટલુંય દાન-પુણ્ય થાય, ગરીબોને-અનાથોને પુષ્કળ અનાજ આપે. ગૌશાળાઓ-પાંજરાપોળો તર કરી દે ! આ જીવતો અનેકાંતવાદ જ કહેવાય ને ?

તપ એટલે ખાવાનું છોડવું એ ધર્મ છે. પણ ભૂખ્યાને અનાજ આપવું-સેવા કરવી એ પણ ધર્મ છે.

નહીં તો પોતે, પાપથી બચવા માટે, ધર્મ કરવા માટે ખાય નહીં અને બીજાને ખવરાવે એ તો વિરોધ જ લાગે ને ?

પણ નહીં, જેની પાસે વિચારની ઉદારતા છે એ વિચારી શકે તપ કરવો એ પણ ધર્મ છે અને ભૂખ્યાને અનાજ આપવું એ પણ ધર્મ છે.

**જૈનોના તપ-ત્યાગને જોઈને તો ઘણા વિચારકોએ - દેશ નેતાઓએ કહ્યું કે, "જો અનાજની અછત ઘટાડવી હોય તો જૈન ધર્મનું પાલન કરો. એમનું તપ એટલે તપ !"**

પણ

એમ નહીં કે પોતાની કાયાને કષ્ટ આપે એટલે બીજાને પણ કષ્ટ દેવાથી પાપ નહીં. પોતે તો ત્રીસ દિવસ, ચાલીસ દિવસ, પચાસ દિવસ સુધી ઉપવાસ કરે પણ બીજાના જીવને તો જરાય દુઃખ ન પહોંચે તેની કાળજી રાખે !

તેવી જ રીતે જૈન ભંડારનાં પુસ્તકો માટે વિધર્મીઓ દ્વારા એવા અત્યાચારો થયા છે કે, "છ છ મહિના સુધી પુસ્તકોને સળગાવી હજારો સૈનિકોએ નાહવા માટે પાણી ઉકાળ્યાં છે." છતાંય અજાયબ રીતે જૈન ભંડારમાં પ્રત્યેક ધર્મનાં પુસ્તકોની જે મમતા ભાવથી રક્ષા થઈ છે, એ જ જૈનોના સ્યાદ્વાદનું જીવંત ઉદાહરણ છે.

"કેટલુંક જૈનેતર સાહિત્ય વિપુલ પ્રમાણમાં એ જૈન ભંડારો - એ જ સુરક્ષિત રાખ્યું હતું." - કે.કા.શાસ્ત્રી

જૈનના નાના છોકરા, જેને પોતાના કુળના થોડાય સંસ્કાર હશે એ કદી પણ ગમે તે ધર્મનાં, ગમે તે વિષયનાં પુસ્તકો ઉપર તો શું કોરા કાગળ ઉપર પણ પગ મૂકતાં અચકાશે. જાણકાર હશે તો કહેશે કે, "જ્ઞાનની આશાતના થાય." આના પ્રતાપે જૈન ધર્મનાં શાસ્ત્રોમાં તમને બધાં જ શાસ્ત્રોની વાતો જોવા મળશે. દરેક ધર્મનો મત કેટલા અંશે સાચો છે, કઈ દૃષ્ટિએ સાચો છે તેનું વર્ણન મળશે.

જૈન ભંડારમાં પણ કુરાન, ત્રિપિટિક, બાઈબલ, વેદ અને પુરાણ, જૈન આગમની માફક જ કાળજીથી સચવાયેલા મળશે. એટલું જ નહીં પણ જૈનેતરોના જૈન તત્ત્વના ખંડન કરનારા પણ કેટલાય ગ્રંથો તે ધર્મના અનુયાયી ન સાચવી શક્યા પણ જૈનોના ગ્રંથ ભંડારમાંથી મળી આવ્યા છે. આ સ્યાદ્‌વાદના પરિણામે જ જૈન તત્ત્વોનું એક રીતે ખંડન કરતાં ગ્રંથોની પણ જૈનાચાર્યોએ નિઃસંકોચ અને પ્રામાણિક ટીકાઓ (વિવેચના) રચી છે. એટલું જ નહીં. પણ મહાભારત અને[1] પુરાણ જેવા ગ્રંથોના પાઠો યોગ્ય સ્થળે આધારરૂપે મૂક્યા છે.

કારણ કે જૈનશાસ્ત્રોનું તો કહેવું છે : કોઈ પણ વસ્તુ આમ જ છે, એવો આગ્રહ ખોટો છે, એકાંત ખોટો છે. પણ વસ્તુ આમ પણ છે જ અને તેમ પણ છે જ, આવો અનેકાંતવાદ સાચો છે.

જૈનોના આગમ નંદીસૂત્રમાં એક મહાન વાત કરી છે. એવી ઉદારતાભરી વાત કદાચ આજ સુધી કોઈ પણ શાસ્ત્ર ભાગ્યે જ કરી શક્યું છે.

તેમાં જણાવ્યું છે કે, “મહાભારત, પુરાણાદિ બીજાં બધાંય ધર્મશાસ્ત્રો જો યોગ્ય રીતે વાંચતાં, યોગ્ય અપેક્ષાથી સમજતાં

૧. બુદ્ધ ધર્મનો તત્ત્વસંગ્રહ નામનો ગ્રંથ ભારતભરમાંથી નષ્ટ થઈ ગયો. ક્યાંય મળ્યો નહીં, પણ જૈન ગ્રંથભંડારમાં સચવાયેલો મળી આવ્યો છે.

આવડે તો તે ખોટાં (મિથ્યાશ્રુત) નથી. જૈન આગમો પણ યોગ્ય રીતે સમજતા ન આવડે તો એ પણ ખોટાં (મિથ્યાશ્રુત) બને છે.''

આમ ખરી રીતે તો જૈન ધર્મમાં એ જ સમજણ અપાયેલી છે કે કોઈ વસ્તુ દુનિયામાં ખોટી છે જ નહીં. બધી વસ્તુને સમજવાની દૃષ્ટિ જ સાચી હોવી જોઈએ, ખોટી ન હોવી જોઈએ, દૃષ્ટિ જ ખોટી હોય તો સૃષ્ટિમાં (દુનિયામાં) કોઈ ચીજ સત્ય નથી - સાચી નથી.

જૈનોનાં મંદિરો તેમજ જૈન ધર્મના અનુયાયીઓ પર કાળજું કંપાવી નાંખે તેવા ભયંકર જુલ્મો થયા છે. ધર્મ પરિવર્તન કરાવવાના ભયંકર જુલ્મ નીચે બબ્બે હજાર જૈન મુનિઓની કતલ કરાવવામાં આવી છે.

છતાંય...

જૈનોએ ક્યારેય પણ કોઈની મંદિર-મૂર્તિ, મસ્જિદ તોડ્યાં નથી.

પણ...

પ્રત્યેક ધર્મક્ષેત્રમાં યથાયોગ્ય રીતે તેઓનો દાનપ્રવાહ વહેતો રાખ્યો છે.

જગડુશાહ જેવાઓએ બનાવેલી મસ્જિદો સમજાવે છે કે, પોતાના ધર્મની મહાનતા બીજા પર આક્રમણ દ્વારા નહીં પણ પોતાના સમર્પણ દ્વારા, પોતે બતાવેલી ઉદારતા દ્વારા થાય છે. જૈન ધર્મ આત્મસમર્પણ (ત્યાગ) ઈચ્છે છે, બીજા પર આક્રમણ નહીં. કેટલીક વખત નકલી ચીજ નકલી છે એવી ખાતરી કરવા માટે પણ એની પ્રતિષ્ઠા કરવી પડે છે. "વેરથી વેર શમે નહીં જગમાં" પણ પ્રેમથી વેર શમાવાય છે.

અને એ જ અનેકાંતવાદ છે, તે જ સાચી અહિંસા છે.

"પાપી અને પાપ" બે તદ્દન જુદાં છે.

અને

પાપી અને પાપ બે એક જ છે.

આ બન્ને વિરોધી વાતનો જૈનોના સ્યાદ્‌વાદ વિના કોઈ રીતે મેળ સાધી શકાતો નથી. જ્યારે સામે કોઈ પાપી આવ્યો હોય ત્યારે એમ જોવું કે પાપી અને પાપ બે જુદાં છે, માટે પાપીને મારવાથી શું ?

જ્યારે પોતાનાથી કંઈક પાપ થાય ત્યારે એમ વિચારવું કે, "હું અને પાપ એક જ છીએ." જેટલું કષ્ટ હું સહન કરીશ એટલું જ મારું પાપ ઓછું થશે. ત્યાં એવી નફફટાઈ ન કરાય કે, "હું શું કરું ?" હું (આત્મા) અને પાપ બે જુદાં છીએ. કર્મો

કરાવે છે માટે હું ભૂલ કરું છું એમ કહેવાથી સાચો સ્યાદ્વાદ ન આવે.

તેથી જ જૈન મુનિઓએ ભારતભરના મુસલમાનથી માંડીને હિંદુ, બ્રાહ્મણ અને જૈન રાજાઓને ઉપદેશ આપ્યા છે. તેઓને પોતાના ચરણ સેવકો બન્યા છતાંય, કદી બળાત્કારે જૈન બનાવવાનું કે જૈનોના વિરોધીઓને સતાવવાનું, કનડવાનું નથી શિખવાડ્યું.

સાચી અહિંસા વિના સાચો ધર્મ ન આવે.

અને

સાચો ધર્મ અનેકાંતવાદ હોય ત્યાં જ આવી શકે.

આચાર્ય હેમચંદ્રાચાર્ય, આચાર્ય હીરસૂરીશ્વરજી મ. આદિ અનેક જૈનાચાર્યોએ રાજાઓ દ્વારા અહિંસાનો પ્રચાર ચોક્કસ કરાવ્યો છે,

પણ...

કોઈ પણ મંદિર કે મસ્જિદ તોડવા માટે, કોઈ પણ જૈન રાજાએ પ્રયત્ન કર્યો હોય, તેમ કરવા માટે જૈન સાધુએ પ્રોત્સાહન આપ્યું હોય તેવું ઈતિહાસ નહિ બતાવી શકે. કારણ કે સદાય જૈન ધર્મએ મંડન નીતિ અપનાવી છે.

જૈન ધર્મની કેટલીક માન્યતાઓ બીજા ધર્મની માન્યતાઓના સિદ્ધાંત સાથે સરખાવીએ તો જ ખબર પડે કે, જૈન ધર્મની ઉદારતા કેટલી છે !

આ છે તેની ઉદારતાના નમૂનાઓ -

(૧) કોઈપણ આત્મામાં મોક્ષે જવાની જો ભાવના થશે તો તે એક દિવસે મોક્ષે જવાનો જ.

(૨) આવી ભાવના પેદા થતી વખતે તે જૈન જ હોવો જોઈએ એવી કોઈ જરૂર નથી.

(૩) કદાચ કોક વખતે જૈન ધર્મનો દુશ્મન પણ બની જાય તો પણ મોક્ષમાં જવાની ઈચ્છાવાળો આખર તો મોક્ષમાં જવાનો જ.

(૪) જે ભવમાં (જે શરીરમાં) તે મોક્ષમાં જવાનો હોય તે ભવમાં, તે જૈન કુળમાં, જૈન ઘરમાં જ પેદા થયો હોવો જોઈએ એવો પણ આગ્રહ નથી.

(૫) જે શરીરથી તે મોક્ષે જવાનો હોય તે શરીરથી પૂર્વમાં એણે જૈન ધર્મનો ગુનો કર્યો હોય, એના વિરોધમાં ગયો હોય, એમ પણ બને.

(૬) જૈન ધર્મમાં માનનારા જ સ્વર્ગમાં જાય અને બાકીના બધાં નરકમાં જાય આવી માન્યતા જૈન ધર્મની નથી.

(૭) જૈન માતા-પિતાનો છોકરો હોય છતાંય અયોગ્ય આચરણ કરે તો નરકમાં જાય અને જૈન કુળમાં ન જન્મ્યો હોય, જૈન ધર્મનું પાલન તો શું નામેય ન સાંભળ્યું હોય એવો પણ સ્વર્ગમાં જઈ શકે છે.

(૮) એટલી વાત નક્કી છે કે જે કોઈ પણ રાગ-દ્વેષથી પર થયા હોય તે જિન કહેવાય અને તેઓએ બતાવેલો ધર્મ જ જૈન ધર્મ કહેવાય.

જેમ નદી દ્વારા જ બધાં ઝરણાં ભેગાં થઈને સમુદ્રને મળી શકે તેમ એક વીતરાગદશા દ્વારા જ બધા મોક્ષમાં જઈ શકે. આ મોક્ષરૂપ સાગરમાં મળી જનારી નદીનું જ એક નામ જૈન ધર્મ.

આવી ઉદારતા અને ભવ્ય સમજના કારણે જ કદીય જૈન ધર્મના અનુયાયીઓમાં કે જૈનાચાર્યોમાં ધર્માંધતા આવી નથી. સાચી રીતે કહીએ તો મોહાંધતા આવી નથી.

જૈન ધર્મમાં એ આગ્રહ કદી નથી સેવાયો કે જૈન ધર્મ ન પાળે તેના પર જુલમ કરો, બળાત્કાર કરો !

પણ...

પ્રથમ તમારા જીવનમાં સંપૂર્ણ રીતે શક્ય તેટલી ઉમદા રીતે જૈન ધર્મનું આચરણ કરો ! પછી બીજાને પ્રેમભાવે કરુણા ભાવે સાચું સમજાવો. એ પણ એમ કહીને નહીં કે "તું ખોટો છે." પણ એમ જ કહો "ભાઈ, તારી માન્યતામાં જરા હું કહું એટલો સુધારો કરી નાંખ. તું તારાથી એકદમ વિરુદ્ધમાં મત ધરાવતાને ખોટો કહે છે એના બદલે એનું પણ થોડુંક સાચુ સ્વીકારી લે ! એટલે શું સાચો થઈ જઈશ." આ જ સ્યાદ્‌વાદનો સંદેશ છે.

સરળ ભાષામાં કહીએ તો, કોઈને કાણો કહેવા કરતાં એમ કહેવું કે "ભાઈ, સંપૂર્ણ જોવા માટે બે આંખોના તેજની જરૂર છે." એ જ સ્યાદ્‌વાદ છે.

આવી મહાનતાનું પરિણામ એ આવ્યું છે કે જગતના ગમે તે મતના ગમે તે ધર્મના લોકોએ જૈન ધર્મના આ તત્ત્વજ્ઞાનને, અપેક્ષાવાદને, સ્વીકાર્યો છે; જીવનમાં અપનાવ્યો છે.

છતાંય જૈન ધર્મના કડક તપ, ત્યાગ, સંયમનું પાલન વિકટ હોવાથી તેની સંખ્યા અત્યારના જમાનામાં ઓછી હોય તો કંઈ આશ્ચર્ય જેવું નથી. આના માટે વિનોબાજીના શબ્દો નોંધ કરવા જેવા છે.

"जैनोमें दूसरे धर्मों की अपेक्षा संख्या का मोह कम है"

"મને લોકો પૂછે છે : જૈનો ઓછા કેમ છે ! હું કહું છું : ઓછી સંખ્યા એ બુદ્ધિમત્તાની નિશાની છે. સાકર ગળી હોય છે. એ દૂધમાં ભળે એટલે તે પોતાનું અસ્તિત્વ તેનામાં વ્યાપક કરી દે છે. સાકર ઓગળી ગયા બાદ લોકો કહે છે "દૂધ ગળ્યું છે" - પણ વાસ્તવિક રીતે ગળપણ સાકરનું હોય છે. જૈન લોકો પણ સારી રીતે બીજામાં મળીને ગુપચુપ તેનામાં મધુરતા ભરી દે છે ! મહારાષ્ટ્રમાં જ્યારે બાળકને શાળામાં મૂકતાં ત્યારે સૌથી પહેલાં શ્રી ગણેશાય નમઃ શિખવાડાતું હતું. ત્યાંનાં બાળકો નહીં પણ શિક્ષકો જૈન હતા. એટલે બીજો પાઠ ૐ નમઃ સિદ્ધમ્ શિખવાડાતો. આજે પણ આમ જ લખાય છે.

આજ જૈન ધર્મ બહુ નાનો છે. (સંખ્યાની દૃષ્ટિએ) પણ સાકરની જેમ તે પોતાનું અસ્તિત્વ બીજામાં વ્યાપક કરીને તે (બધામાંથી) ભૂંસી ન શકાય તેવી રીતે રહેલો છે. માત્ર સંખ્યા વધારવી ભૂલ છે, ગૌણ વાત છે.

- આ. વિનોબા ભાવે
(જૈન ભારતી, વર્ષ ૧૮, અંક ૧૮)

# પ્રાચીનતા

## અનાદિતા

ભારત દેશ એની જુની સંસ્કૃતિ માટે, ધર્મ માટે જગતમાં જાણીતો છે.

ભારત દેશમાં ભૂતકાળમાં સંત પુરુષો, દિવ્યજ્ઞાની પુરુષો બિરાજતા હતા. ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાનકાળને હાથમાં રાખેલી વસ્તુની માફક જાણી શક્યા. દુનિયાના ઇતિહાસકારોએ પણ આ વાતની નોંધ લીધી છે. ભારતમાં જૂનું તે સોનું એવો આગ્રહ પણ સહજ રીતે હોય જ.

જૈન ધર્મ પણ જૂનો છે. પૂછો કેટલો જૂનો ? આનો જવાબ છે આ દુનિયા જેટલો જૂનો !

કદાચ આ વાત તમને નહીં સમજાય પણ આ એક હકીકત છે કે દુનિયા જેટલો જ જૈન ધર્મ પણ જૂનો છે.

આ વાત ઘણા જૈનેતર વિદ્વાનોએ[૧] પણ સ્વીકારી છે. વિજ્ઞાન આટલું બધું વધ્યું છતાંય આપણું જ્ઞાન હજી બહુ વિકાસ નથી પામ્યું. તેથી ઇતિહાસકારોને બે ભાગ પાડવા પડે છે :

(૧) ઐતિહાસિક કાળ (૨) પ્રાગ્ઐતિહાસિક કાળ.

---

૧. **"It is impossible to know the begining of Jainism".**
જૈન ધર્મની શરૂઆત ક્યારથી થઈ એ જાણવું અશક્ય છે.
**-MAJOR GENERAL FORLONG, England.**

**"Jainism began when this world began, I am of the opinion that Jainism is much older than Vedas."** જ્યારથી આ વિશ્વની શરૂઆત થઈ છે ત્યારથી જૈન ધર્મનો પ્રારંભ થયો છે. હું એમ માનું છું કે જૈન ધર્મ વૈદિક ધર્મ કરતાં પણ ઘણો પ્રાચીન છે.

- સ્વામી રામમિશ્રજી શાસ્ત્રી
પ્રાધ્યાપક સંસ્કૃત કૉલેજ (બનારસ)

બધા જ વિદ્વાનોએ નિર્વિવાદ રીતે સ્વીકારી લીધું છે કે, પ્રાગઐતિહાસિક કાળમાં પણ જૈન ધર્મ હતો.

કોઈ પૂછી શકે છે, "આ બધાનો આધાર શું ? કયા પ્રમાણોના આધારે તમે જૈન ધર્મને દુનિયાનો સૌથી પ્રાચીન ધર્મ કહો છો ?"

આનું સૌથી પહેલું કારણ તો એ છે કે દુનિયાના કોઈ પણ પુસ્તકોમાં-ગ્રંથોમાં જૈન ધર્મના પહેલ-વહેલા સ્થાપક કોણ એ વાત છે જ નહીં.[1]

કારણ ?

દુનિયા જેટલો જ તે જૂનો છે. તેથી તેના પહેલ-વહેલા સ્થાપક કોણ ? આ વાત કહી જ ન શકાય.

ભગવાન મહાવીર પણ જૈન ધર્મના પહેલા-વહેલા સ્થાપક ન હતા, એ તો માત્ર જૈન ધર્મના સૌથી છેલ્લા (આ અવસર્પિણી કાળના) અને ૨૪મા તીર્થંકર હતા.

---

૧. **"Bhagwan Mahavir again taught Jainism. Before Him, there were twenty-three teachers. They also Propagated Jainism. From this, the antiquity of Jainism established."**

"ભગવાન મહાવીરે જૈન ધર્મનો પુનઃ પ્રકાશન કર્યો હતો. તેમની પહેલાં પણ ૨૩ તીર્થંકર થઈ ગયા હતા. તેઓએ પણ જૈન ધર્મ પ્રરૂપ્યો હતો. આના પરથી પણ જૈન ધર્મની પ્રાચીનતા પ્રસ્થાપિત થાય છે.

- લોકમાન્ય બાલગંગાધર તિલક

ભગવાન મહાવીરે પણ કદીય એમ નહોતું કહ્યું કે આ ધર્મ હું નવો કહું છું. એમણે પણ એમ જ ઉપદેશ આપ્યો હતો કે, "આ તત્વ જે હું કહું છું તે આગળ અનંત જિનેશ્વરોએ કહેલું છે, તે જ કહું છું."

આમ જૈન ગ્રંથોની દૃષ્ટિએ પણ કાંઈ જૈન ધર્મના પહેલ-વહેલા સ્થાપક છે જ નહીં.

તમે પૂછશો કે ઋષભદેવ તો પહેલાં તીર્થંકર ને ?

ના, આ કાળની દૃષ્ટિએ (અવસર્પિણી કાળની દૃષ્ટિએ) તે પહેલાં તીર્થંકર છે, પણ અનંતકાળની દૃષ્ટિએ નહીં.

કારણ ?

તેઓએ પણ એમ જ કહ્યું છે, "અનંત તીર્થંકરોએ જે કહ્યું છે તે હું કહું છું." તેઓ પણ નવું કહ્યું છે એમ કહેતા જ નથી.

આમ જૈન ધર્મના કોઈ પણ તીર્થંકરો એમ નથી કહેતા કે પોતે નવો ધર્મ કહ્યો છે.

જ્યારે લગભગ બીજા બધાં ધર્મોના જે સ્થાપકો છે. આ સ્થાપકોને જ, તે તે ધર્મના સંસ્થાપકો તરીકે તે તે ધર્મના ગ્રંથોમાં લખ્યા છે તેથી જગતનો સૌથી પ્રાચીન ધર્મ જૈનધર્મ છે એ સ્વાભાવિક સિદ્ધ થાય છે.

પણ...

કોઈક એવો આગ્રહ કરે કે આ તો બધી પ્રાગૂઐતિહાસિક કાળની વાતો છે. માટે તે કંઈ એમ ન માની લેવાય. ભલે ! જૈન ધર્મના તીર્થંકરો એ પોતે જૈન ધર્મના પ્રથમ સ્થાપક છે એમ ન કહ્યું હોય. પણ આપણે તો દુનિયામાં સૌથી પ્રાચીન જૈન ધર્મ છે એનાં ઐતિહાસિક પ્રમાણો જોઈએ ! એ પણ મળે તેમ છે.

અત્યારે મળી આવતા ગ્રંથોમાં કોઈ પણ ગ્રંથોમાં જૂનામાં જૂના કહેવાતા ગ્રંથો એ વૈદિક ધર્મના વેદો છે. બધાં જ વિદ્વાનોએ વેદોને ઓછામાં ઓછા ૫ હજાર વર્ષ જૂના માન્યા છે.

તો તમે કહેશો કે હિંદુ ધર્મ જ પ્રાચીન થયો કારણ કે તેનાં પુસ્તકો તો જૈન ધર્મનાં પુસ્તકો કરતા ઘણાં જૂનાં છે.

પણ...

ભાઈ ! એ વેદોના હિસાબે જ જૈન ધર્મને પ્રાચીન માનવો પડે છે. કારણ કે વેદોમાં ભગવાન ઋષભદેવ, ભગવાન અરિષ્ટનેમિ વગેરેનાં નામ આવે છે. માત્ર નામ જ છે એટલું નહીં, પણ મંત્રો પણ આવે છે.

તેથી એ સ્વયંસિદ્ધ થઈ જાય છે કે વેદો લખાયા-બન્યા ત્યાર પહેલાં પણ જૈન ધર્મ હતો. જૈન ધર્મની તીર્થંકરોની વાત તે વખતે પણ પ્રસિદ્ધ હતી. વેદોમાં આવતાં આ નામોને આરણ્યક, શ્રીમદ્ ભાગવત અને પુરાણોનો ટેકો છે. એમાં તો

જૈન ધર્મના ૨૪ તીર્થંકરો છે એ વાતનો પણ સ્વીકાર થયો છે. અને ભગવાન ઋષભદેવનું ચારિત્ર પણ ઉલ્લેખાયું છે. તેમજ શત્રુંજય, ગિરનાર વગેરે જૈનોનાં પવિત્ર તીર્થ સ્થળોનો ઉલ્લેખ પણ છે. વેદોમાં આવતાં મંત્રો દ્વારા જૈન ધર્મની પ્રાચીનતા વિષે કોઈ શંકા નથી રહેતી.

ડૉ. હર્મન જેકોબી, ડૉ. રાધાકૃષ્ણન્[1] અને લોકમાન્ય તિલક જેવા હિંદના અને હિંદ બહારના બધાં જ વિદ્વાનોએ, બધા જ ઈતિહાસકારોએ આ વેદમંત્રોના આધારે એ સાબિત કરી દીધું છે કે પ્રાચીન ધર્મ જૈન ધર્મ છે. વેદાંત (૧) પરિવ્રાજક આચાર્યે પણ કબૂલ રાખ્યું છે કે જૈન ધર્મ એ જ પ્રાચીન ધર્મ છે.

મોહેં-જો-દડોના પ્રસિદ્ધ શહેરની સંસ્કૃતિને તો પાંચ હજાર વર્ષ જૂની બધા માને જ છે. તેમાંથી યોગમુદ્રાવાળી Plate તેમજ એક (૨) [2] Seal પરથી તો "જિનેશ્વર" એવા શબ્દો પણ એક વિદ્વાને વાંચ્યા છે.

---

૧. "There is nothing wonderful in my saying that Jainism was in existance long before the vedas were composed."

"મને એ કહેતાં કંઈ જ આશ્ચર્ય નથી થતું કે જૈન ધર્મ વેદની રચના કરતાં પણ પહેલાં અસ્તિત્વ ધરાવતો હતો."

ભારતના ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ - ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્

૨. (૨) "SEAL No. ૪૪૯ READS JIN-Eshwara".

- ડૉ. પ્રાણનાથ વિદ્યાલંકાર

તદુપરાંત પણ મોહેં-જો-દડો સંસ્કૃતિનો સંબંધ જેટલો જૈન ધર્મ સાથે છે તેટલો બીજા કોઈની સાથે નથી. આમ ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ પણ જૈન ધર્મ સૌથી પ્રાચીન ધર્મ સિદ્ધ થાય છે. (૩) ઈજિપ્તમાં લાખો વર્ષ પહેલાં જે ધર્મ હતો તે પણ જૈન ધર્મના જેવો જ હતો એ વાત પણ વિદ્વાનોએ[૧] માન્ય કરેલ છે. અત્યાર સુધી મળેલી પ્રાચીન મૂર્તિઓમાં સૌથી પ્રાચીન મૂર્તિ જો કોઈ હોય તો તે જૈન તીર્થંકરોની જ છે, **જે પટનાના સંગ્રહાલયમાં છે.** બ્રાહ્મી લિપિમાં લખાયેલ જૈન ધર્મના પ્રાચીનતમ શિલાલેખોનો તો કોઈ પાર નથી. પ્રાચીન ગુફાઓ-મૂર્તિઓ આ જૈન ધર્મની પ્રાચીનતા સિદ્ધ કરે છે.[૨]

---

૧. (૩) **"The religion of very ancient Predynasic Egypt, Supposed to be lakhs of year old also appears to be quite akin to Jainism."**

પ્રાચીન ઈજિપ્તનો લાખો વર્ષ પુરાણો મનાતો ધર્મ જૈન ધર્મને અત્યંત મળતો આવે છે.

- ડૉ. રોબર્ટ ચર્ચવેલ

૨. (૧) "આજે તો હું આપની (આત્મારામજી મ.) પાસે એટલો જ સ્વીકાર કરી શકું છું કે પ્રાચીન ધર્મ પરમ ધર્મ જો કોઈ સાચો ધર્મ હોય તો જૈન ધર્મ છે. જે વૈદીક વાતો કહી છે તે બધી જૈનશાસ્ત્રમાંથી નમૂના રૂપે એકત્ર કરેલી છે." પુ. ૫૮

પરિવ્રાજકાચાર્ય સ્વામી યોગી જીવાનંદ પરમહંસ

(આત્મારામજી મહારાજને લખેલ પત્રનું અવતરણ)



# પ્રસાર

એક ભૂસ્તરશાસ્ત્રના વિદ્વાને એક સ્થળે કહ્યું છે કે, તમે ભારતના કોઈપણ ભાગ ઉપર સાત માઈલના વ્યાસવાળું કુંડાળું દોરો અને ત્યાં ખોદકામ કરો તો ઓછામાં ઓછો જૈન સંસ્કૃતિનો એક અવશેષ તમને ચોક્કસ મળશે.''

મારા કે તમારા જેવા માણસ આ વાત કરે તો અતિશયોક્તિ કહીને કાઢી નંખાય. પણ ભૂસ્તરશાસ્ત્રના વિદ્વાન જ્યારે આવો અભિપ્રાય આપે છે ત્યારે ચોક્કસ કારણો પણ હોય જ.

એક વખત જૈન ધર્મ ખૂબ જ ફૂલ્યોફાલ્યો હતો. ભારતભરનો એક મુખ્ય ધર્મ પણ બન્યો હતો. 'ભારતીય મત દર્પણ' નામના એક પુસ્તકમાં તો એક વખતના જૈનોની વસ્તી ૪૦ કરોડની ગણાવી છે.

પરદેશી પ્રવાસી હ્યુ-એન સંગ અને ઈત્સિંગે કરેલા ઉલ્લેખો વાંચતા જૈન ધર્મના વિશાળ સાધુ વર્ગની અને ઉપાસક વર્ગની ખબર પડે છે.

શ્રેણિક, ઉદાયી, ચંડપ્રદ્યોત, સંપ્રતી, ખારવેલ, પ્રિયદર્શી અશોક, ચંદ્રગુપ્ત, કુમારપાળ આદિ અનેક જૈન રાજાઓએ જૈન ધર્મનો નોંધપાત્ર ફેલાવો કર્યો છે.

શ્રેણિક મહારાજાના રાજ્યકાળમાં તેમના મંત્રી અને પુત્ર અભયકુમારે અત્યારના એડન(આર્દ્રપુર)ના રાજકુમારને વિશિષ્ટ રીતે જૈન ધર્મી બનાવ્યો હતો. તેણે જૈન સાધુપણું ગ્રહણ કર્યું હતું.

મહાન સમ્રાટ્ સિકંદર ભારત પર જીત કરીને ભારતની સંસ્કૃતિને સાથે લઈ જવા ઈચ્છતો હતો. તેની સાથે જૈન સાધુને લઈ ગયેલ તેનું પણ વર્ણન ગ્રીક ઈતિહાસકારોનાં લખાણથી પ્રાપ્ત થાય છે.

એથેન્સમાં અત્યારે પણ જૈન શ્રમણની સમાધિ હોવાનું મનાય છે. બૌદ્ધ ધર્મના મહાવંશ પુરાણના ઉલ્લેખથી સિલોનમાં પણ જૈન ધર્મનો ફેલાવો પુરવાર થાય છે. ત્યાંના એક રાજાએ એક જૈન મુનિ માટે નિવાસસ્થાન બંધાવ્યું હતું તેમજ શ્રાવકો માટે મંદિર ઊભું કરી આપ્યું હતું.

કોઈક એક પુસ્તકમાં ગુફાઓની પ્રતિકૃતિમાં સિલોનમાં પણ જૈન ગુફાની પ્રતિકૃતિ જોયેલ છે, પણ પુસ્તકનું નામ યાદ નથી. આ નોંધ કોઈ વિદેશી પ્રવાસીએ કરેલ છે. રોમના એક સંગ્રહાલયમાં ભગવાન પાર્શ્વનાથની ભવ્ય પ્રતિમા છે. એક પ્રવાસીને પૂછતાછ કરતાં માલૂમ પડ્યું છે કે તે મૂળ એમેઝોન નદીના કાંઠે કોઈ એક ગુફામાંથી તે મળી આવેલ છે.

ઈસાઈ ધર્મના સંસ્થાપક ઈસુ ખ્રિસ્તને જૈન સાધુઓનો સમાગમ થયો હતો. તે વિષે લેખો પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. [1]તિબેટની હિમગિરિ ગુફામાંથી મળેલા એક તાડપત્ર પર આ ઘટના નોંધ પામી છે.

આમ ભારતના સીમાડાઓથી દૂર પણ જૈન સંસ્કૃતિના અવશેષો મળે છે. એટલું જ નહીં પણ એક યા બીજી રીતે. ભારતમાં તેમજ ભારતની બહાર એવી વસાહતો મળે છે. જેના પર આજે પણ જૈન ધર્મની જૈન સંસ્કૃતિની છાપ છે. એક યા બીજા કારણે તેમના ધર્મ પરિવર્તન થયા છે કે તેઓ તેમના ધર્મના સંસ્કારોને ભૂલતા ગયા છે.

બંગાળનો મૂળ ધર્મ જૈન ધર્મ હતો. એમ પ્રબોધચંદ્ર સેન નામના વિદ્વાને સાબિત કરેલ છે અને આજે પણ પ્રાચીન બંગાલિયનની કેટલીક જાતિઓમાં જૈનત્વના સંસ્કારો જોવા મળે છે.

એ પ્રદેશમાં એક "સરાક" જાતિ જોવાય છે. વિદ્વાનો "સરાક" શબ્દને શ્રાવક શબ્દનો અપભ્રંશ માને છે. પહેલાં જૈન ધર્મ એ શબ્દ કરતાં આર્હત ધર્મ, શ્રાવક ધર્મ, નિર્ગ્રંથ ધર્મ, એવા શબ્દો વધારે પ્રસિદ્ધ હતા. તેથી અત્યારના સરાકો તે પ્રાચીન જૈનો છે એવું સિદ્ધ થઈ ચૂક્યું છે.

---

૧. **Some of the Jaina priest persuaded him to accept Jain religion.**
**M. C. NOTOVICH, (Christ in India)**
- એમ. સી. નોટોવીચ (હિંદુસ્તાનમાં ક્રાઈસ્ટ)

ગ્રીસ દેશની આરભુક જાતિના લોકોમાં પણ જૈન ધર્મના ઘણા આચારવિચાર મળતાં આવે છે. તેને પણ આર્હત શબ્દનું અપભ્રંશરૂપ સમજવામાં આવે છે.

દક્ષિણ ભારતના લગભગ બધાં જ લિંગાયત ધર્માવલંબીઓ જૈન હતા. એ વાત સુપ્રસિદ્ધ છે. તામિલનાડુમાં (મદ્રાસ સ્ટેટમાં) પણ આજે કેટલાય હિંદુઓને પોતાના પૂર્વજો જૈન હતા, તેનો ખ્યાલ છે. મદ્રાસના જૂના મુખ્યમંત્રી ભક્તવત્સલમે પણ જણાવ્યું હતું કે તેમનો મૂળ ધર્મ જૈન ધર્મ હતો.

તેમની જાત સિવાય બીજી પણ જાતિઓ પ્રથમ જૈન્ ધર્મ પાળતી હતી.

આંધ્રપ્રદેશમાં વસતા કોમટી લોકો પણ પહેલાં જૈન હતા. ગોમટેશ્વરના (બાહુબલી) ભક્ત હતા. તેથી ગોમટી કહેવાય અને તેમાંથી કોમટિ એવો અપભ્રંશ શબ્દ થયો છે.

અયોધ્યાના શ્રીવાસ્તવો જે આજે પણ મદ્ય-માંસથી દૂર છે. તેઓ પણ પહેલાં જૈન હતા.



# પ્રભાવ

ઈતિહાસમાં બધાની ચડઊતર હોય જ. આમ સંખ્યાની દૃષ્ટિએ જૈન ધર્મ માટે ઊતરતો કાળ છે તેમ કહી શકાય, છતાંય ભૂતકાળમાં જૈન્ ધર્મે જે સાહિત્ય શિલ્પ અને સંસ્કૃતિ આપી છે એ ઈતિહાસ ગૌરવથી ભરપૂર છે.

જગતની દશમી અજાયબી તરીકે ગણાતો મહાન ગ્રંથ 'ભૂવલય' એક જૈનાચાર્યની જ કૃતિ છે. આ ગ્રંથનું શ્લોક કદ અતિ વિશાળ છે. લગભગ તે સમયના બધાં જ સાહિત્ય, બધી જ કળા, બધાં વિજ્ઞાન અને બધી ભાષાઓનો તેમાં સમાવેશ થયેલો છે. ફક્ત ૬૮ અંકમાં લખાયેલો આ ગ્રંથ છે અને જુદી જુદી ૨૫૬ ભાષામાં વાંચી શકાય છે તેવો વિદ્વાનોનો મત છે. અત્યારે તેનો અમુક ભાગ બહાર પડ્યો છે. આગળ સંશોધન ચાલી રહ્યું છે.

તામિલ ભાષાને તો પેદા કરનાર, જીવંત રાખનાર જૈન મુનિઓ જ છે એમ આજે પણ તામિલના વિદ્વાનો એકી અવાજે કહે છે. શિલપ્પદિગારમ, તિરુકુરળ વગેરે તામિલનાં પાંચ મહાકાવ્યોના રચયિતા જૈન મુનિઓ જ છે. નન્નુલ જેવું તામિલનું આદિ વ્યાકરણ જૈન સાધુની રચના છે.

કન્નડ ભાષાના નિર્માણમાં[૧] તામિલ કરતાં પણ વધુ મોટો ફાળો જૈન સંસ્કૃતિએ આપ્યો છે. આદિ કવિ પમ્પ જેવા પણ જૈન હતા. કન્નડ સાહિત્યનાં સર્વ અંગોમાં જૈન સાહિત્ય વ્યાપક થઈને વિકસેલ છે.

ગુજરાતી ભાષા તો જૈન સાહિત્ય ન હોય તો કેવું અસ્તિત્વ ધરાવે એ પ્રશ્ન છે. જૈનાચાર્ય હેમચંદ્રાચાર્ય મહારાજનું વ્યાકરણ એ જ ગુજરાતી ભાષાનો ઉદ્‌ગમ છે. શાસ્ત્રો, કથાનકો અને તત્ત્વ વિવેચનાઓથી ગુજરાતી ભાષાને જૈન સંસ્કૃતિ સિવાય ભાગ્યે જ બીજાએ પ્રબળ બનાવી છે.

હિંદી, રાજસ્થાની, ઉર્દૂ, ઇંગ્લિશ, લૅટિન, જર્મન વગેરે ભાષાઓમાં પણ વિપુલ જૈન સાહિત્ય આલેખાયેલું છે. આજે પણ જૈન સાધુઓ અને સાધકો દ્વારા અવિરત રીતે સાહિત્યસર્જન ચાલુ જ છે.

---

૧. The first poet of the kanada language is a Jaina. The credit for writing the ancient and the best literary works goes to the Jainas."

- Dr. R. R. NARASIMHACHARYA

"કન્નડના આદિ કવિ જૈન હતા અને પ્રાચીનતમ સુંદર સાહિત્ય, સર્જન કરવાનો યશ જૈનોને મળે છે."

- ડૉ. આર. આર. નરસિંહાચાર્ય

અર્ધમાગધી, સંસ્કૃત, પ્રાકૃત ભૂતપિશાચી, અપભ્રંશ ભાષામાં જૈન સાહિત્ય કેટલું વિશાળ અને વ્યાપક છે એ તો સાહિત્યનો કોઈ મરજીવો જ જાણી શકે. એક વિચારકે કહ્યું છે કે, [1]"જો સંસ્કૃત સાહિત્યમાંથી જૈન સાહિત્ય બાકાત કરી દેવામાં આવે તો બિચારી સંસ્કૃત કવિતાનું શું થાય ?" (કોઈ કિંમત ન રહે).

એક સાથે એક નહીં પણ એક શ્લોકના સાત સાત અર્થ થાય અને પ્રત્યેક અર્થથી જુદી જુદી કથા કહેવાતી જાય, આવું અદ્ભુત સપ્તસંધાન કાવ્ય જૈનાચાર્યની જ કૃતિ છે.

માત્ર એક જ "રાજાનો દદતે સૌખ્યમ્" આ પદના ૮ લાખ અર્થ કરી આપનાર જૈન મુનિ છે. આમ સંસ્કૃત ભાષાની અદ્ભુત ઉપાસના કરી વિશ્વની મહાન ભાષા સંસ્કૃત છે એવું દર્શાવનાર જૈનાચાર્યો છે.

મહાન વૈરાગ્યમાં ઝીલતાં હોવા છતાંય જૈન મુનિઓએ, કામશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર અને ઝવેરાત તેમજ જ્યોતિષશાસ્ત્ર જેવાં શાસ્ત્રોને પણ જ્ઞાનદૃષ્ટિથી પોષ્યાં છે. ફૂલ્યાં-ફાલવ્યાં છે, બનાવ્યાં છે.

---

૧. **Now what would Sanskrit poetry be without the large Sanskrit litrature of Jainas ?**

**- Dr. HERTL**

# જૈન કલા

જેમ જૈન સાહિત્યએ ભારતના સાહિત્ય સર્જનમાં પોતાની સર્વતોમુખી પ્રતિભા વિકસાવી છે તેમ સ્થાપત્ય કલા અને ચિત્રકલાથી પણ આ દેશને અલંકાર્યો છે. ધર્મ એ કલાનું અંતિમ શિખર છે, એ બતાવવા માટે જ જાણે ભારતની ચારે દિશાઓમાં અનેકાનેક શિલ્પો ખડા કરી દે છે.

પ્રાચીન સ્તૂપો, ગુફાઓ, ગુફામંદિરો અને બીજાં અનેકાનેક શિલ્પો સજર્યા છે. બિહારની બારાબરની, ઑરિસ્સા ભુવનેશ્વરની, ઉદયગિરિ, ખંડગિરિની હાથી ગુફા વગેરે ગુફાઓ, પદુકોડાઈની સીન વાસલની ગુફા, હમણાં જ નાસિક પાસેથી મળી આવેલી ૨૪૦૦ વર્ષ જૂની મહારાષ્ટ્રની ગુફાઓ, ગુજરાતમાં ગિરનાર અને ઢંકની ગુફાઓ, મથુરાના સ્તૂપો, ઈલોરાનાં ગુફામંદિરો જૈન જ નહીં પણ સારાય ભારતના ઈતિહાસના મૂર્તિમંત માન-સ્થંભો છે.

દક્ષિણના સિતાનવાસલ ગુફાનાં ભીંતચિત્રો તેમજ કલ્પસૂત્ર, ઉત્તરાધ્યયન વગેરે સુવર્ણાક્ષરે લખાયેલ શાસ્ત્રનાં ચિત્રોએ પ્રાચીન ચિત્ર જગતમાં એક મહત્ત્વપૂર્ણ સ્થાન ગ્રહણ કર્યું છે.

એશિયાભરની નહીં પણ કદાચ દુનિયાની એક જ નાની ટેકરી પર નાનાં-મોટાં લગભગ ૨૫૦૦ થી ૩૦૦૦ મંદિરોનું નિર્માણ કરનાર જૈન શિલ્પ છે. તે શત્રુંજય (પાલીતાણા સૌરાષ્ટ્ર) પર છે.

ક્ષણવાર માટે આરસના સફેદ પથ્થરમાંથી દૂધ જેવી મીઠી ધારે સંગીત વહેવડાવનાર પણ જૈન શિલ્પ છે. આબુ, દેલવાડા, કુંભારિયા અને રાણકપુરના જૈન મંદિરની કોતરણી એ ભારતના નહીં પણ વિશ્વના શિલ્પશાસ્ત્રના અમૂલ્ય નમૂના છે.

મહામૂલાં રત્નોથી લઈને સામાન્ય માટી કે પથ્થરમાં કંડારાયેલી લાખો નહીં પણ કરોડો જિનમૂર્તિઓથી ભારતને મંડિત કરનાર પણ જૈન ધર્મ જ છે.

આજે પણ જિનમંદિરોમાં સંગીત, શિલ્પ, ચિત્રકામ અને કોતરણીકામના અમૂલ્ય નમૂનાઓ ઊભરાય છે.

અહિંસા, અનેકાંત, અપરિગ્રહના એકીકરણથી પ્રકાશતી જૈન સંસ્કૃતિએ ભારતમાં નહીં પણ વિશ્વના આચાર અને વિચારમાં ધરખમ શુભ પરિવર્તનો આણી દીધાં છે.

પશુવધ અને યજ્ઞવધની શાસ્ત્ર વાતોને શાસ્ત્રમાં આ સંસ્કૃતિએ જ દબાવી દીધી છે. ધર્મમાં આ પ્રશ્નને આ વિચારને આજે કોઈ સ્થાન નથી.

સત્યનો હક્ક સર્વ આપેક્ષિક તથ્યોના સમન્વયમાં છે. એ દિવ્યદષ્ટિ આ સંસ્કૃતિનો જ પ્રભાવ છે. વસ્તુમાત્રને એક જ રીતે નહીં પણ અનેક રીતે અનેક રીતે નહીં પણ અસંખ્ય રીતે, અસંખ્ય રીતે, નહીં પણ અનંત રીતે વિચારી શકાય છે. તેથી સત્ય સાપેક્ષ હોવું જોઈએ.

આવી મહાન વિચારધારાની પવિત્ર દેન જૈન ધર્મ તરફથી માનવજાતને મળેલ છે.

## એક કર્તવ્ય

જૈન ધર્મની ભવ્યતા...

ભવ્ય ઈતિહાસ...

મનોહર ભૂતકાળ...

વિચારી ન શકાય એટલી વિશાળતા

અને

મહાનતા...

આ બધું...

કોઈ પણ ભાવિકના મનમાં અહોભાવ પેદા કરાવે એ સ્વાભાવિક છે.

પૂ. હેમચંદ્રાચાર્ય મહારાજે એક સ્થળે સાચું કહ્યું છે, "ભગવાન ! તારા તરફ મધ્યસ્થભાવ રાખવો પણ મુશ્કેલ છે. તને જોતાં જ-તારું શાસન વિચારતાં જ એક અપાર આનંદ આવે છે. તો તારો અને તારા શાસનનો દ્વેષ કેવી રીતે પેદા થઈ શકે ?"

આમ તેઓના જેવા વિશ્વસાહિત્યના સૂક્ષ્મચિંતક જ્યાં હૃદયથી નૃત્ય્ કરતા હોય ત્યાં આપણા જેવા સામાન્ય માનવીના આનંદની સીમા કેટલી હોય એ સમજી શકાય છે.

પણ... પણ... પણ...

અહીં માત્ર એક જ વિચારજો.

આ બધું

કોના પ્રકાશે ?

કોના પ્રભાવે ?

અને

કોના પ્રતાપે ?

તીર્થંકર ભગવંતના કેવળજ્ઞાન પ્રકાશે...

નિગ્રંથ-ત્યાગી મહાવ્રતધારીઓની પુનિત આરાધનાને પ્રભાવે.

શાસન માટે તન-મન અને ધન ફના કરનાર ઉદારચરિત શ્રાવક-શ્રાવિકાઓના પ્રતાપે...

તેથી જ સંખ્યાનો મોહ છોડી દો, સામર્થ્યનો મોહ રાખજો.

"પ્રચારનો મોહ છોડી પ્રભાવનો ખ્યાલ કરજો."

ધર્મ...

અને તેમાં આવા મહામૂલા જૈન ધર્મ માટે માત્ર પ્રચારની નહીં પણ આચારની જ જરૂર છે.

આચાર આચાર હશે

પ્રચંડ આચાર હશે તો ?

પ્રચાર આપમેળે થશે !

માટે જરૂર જૈન બનાવવાની નહીં પણ

જૈન બનવાની છે...

જિન બનવાની છે...

જિનેશ્વર બનવાની છે...

એક વખત જિનેશ્વર બનો એટલે...

પછી સારુંય વિશ્વ તમારા ચરણે ઢળશે.

અને...

અને... જૈન બનશે.

## હા... અમે પણ સ્વીકારીએ છીએ...

અહીં કેટલાક વિશ્વના શ્રેષ્ઠ અને વિદ્વાન પુરૂષોના જૈન ધર્મનાં વિવિધ પાસાઓ વિષે અભિપ્રાયો અપાયા છે.

લગભગ બધી જ વ્યક્તિઓ ખ્યાતનામ હોવાથી તેમનો પરિચય આ ટૂંકી પુસ્તિકામાં આપી શકાય નહીં પણ આ બધામાંથી કોઈ પણ વ્યક્તિ એવી નથી કે જન્મજાત જૈન હોય.

બે યુરોપિયન વ્યક્તિઓએ તત્ત્વજ્ઞાન દ્વારા આકર્ષાઈને કર્મે જૈન બનેલ છે. જ્યારે બાકીના બધાં પોત-પોતાના ધર્મનું પાલન કરતા હોવા છતાંય કેવી રીતે જૈન ધર્મની અને તેના વિવિધ પાસાઓની મહત્તા માન્ય રાખેલ છે તે બતાવવાનો આ પ્રયાસ છે.

વાચક ! જૈન હોય કે જૈનેતર હોય, કોઈના માટે એ જરૂરી નથી કે બધાં અભિપ્રાયોને તે બોજાની માફક પોતાના માથે ચઢાવી દે.

પણ...

સાચી વાત તો એ છે કે જેમ તે તે વિદ્વાનોએ પોતાના પુરૂષાર્થ દ્વારા જૈન ધર્મના તત્ત્વજ્ઞાનનું મંથન કર્યું છે, તમે પોતે

પણ કંઈ એવું મંથન કરો. બીજાના અભિપ્રાયના બોજા તળે દબાઈ જવા માત્રથી સત્ય તમારું નહીં બની શકે.

એ માટે આ બધાં અભિપ્રાયને આદર્શ રાખી તમે સ્વયં જ તમારા અભિપ્રાય પર આવો.

**"Jainism has contributed to the would the sublime doctrine of Ahinsa. No other religion has emphasised the importance of Ahinsa and carried its practise to the extent that Jainism has done. Jainism deserves to become the universal religion because of its Ahinsa doctrine."**

**- Dr. RAJENDRA PRASAD**
**President, Republic of India**

"જૈન્ ધર્મ એ દુનિયાને ઊર્ધ્વગામી અહિંસાના તત્ત્વજ્ઞાનની ભેટ આપી છે. બીજા કોઈ પણ ધર્મએ અહિંસાને જૈન ધર્મ જેટલું મહત્ત્વ આચાર કે વિચારમાં આપ્યું નથી. જૈન ધર્મ એના અહિંસાના તત્ત્વજ્ઞાનને કારણે વિશ્વધર્મ બનવાને યોગ્ય છે."

- ભારતના રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્ર પ્રસાદ

**"Lord Mahavira proclaimed in India that religion is a reality and not a mere social convention. It is relly truth."**

**- Dr. RABINDRANATH TAGORE**

"ભારતમાં ભગવાન મહાવીરે ઉદ્‌ઘોષણા કરી હતી કે ધર્મ માત્ર સામાજિક વ્યવસ્થા નથી વાસ્તવિક તત્ત્વ છે."

- ડૉ. રવીન્દ્રનાથ ટાગોર

"સજ્જનો ! આપ જાણો છો કે હું માત્ર વૈષ્ણવ સંપ્રદાયનો આચાર્ય જ નથી પણ આ સંપ્રદાયનો બધી જ રીતે રક્ષણ કરનાર પણ છું, અને તે સંપ્રદાય તરફ કટાક્ષ કરવાવાળાને ઠીકઠાક કરવાવાળો પણ છું. આમ છતાંય આ જાહેર સભામાં સત્યની ખાતર મારે એ આવશ્યક રીતે કહેવું પડે છે કે જૈનોનો ગ્રંથ સમુદાય સારસ્વત મહાસાગર છે."

- સ્વામી રામમિશ્ર શાસ્ત્રી (કાશી)

**"Yes ! His religion (the Jaina's) is the only true one upon earth, primitive faith of all mankind."**

**- REV. A. J. DUBOIS**

"હા ! જૈન ધર્મ એ જ વિશ્વનો સત્ય ધર્મ છે. માનવ જાતનો સૌથી પ્રથમ ધર્મ જૈન ધર્મ જ છે."

- રેવરન્ટ એ. જે. ડુબોઈસ

In Jainism I find a solution to the here to unsolved problem of existence. I find plain answers to difficult questions which can not be truth-fully refuted, and which sink into and satisfy every corner of the brain, which if attacked by a searching criticism show up only still brilliantly.

- H. WARREN, LONDON



"જૈન ધર્મમાંથી અત્યાર સુધી અણઉકેલાયેલા અસ્તિત્વના પ્રશ્નોનું મને સમાધાન મળ્યું છે. કઠિન પ્રશ્નોનાં સાદાં સમાધાનો એવાં છે કે જેનું સાચી રીતે ખંડન કોઈ ન કરી શકે. આ સમાધાનો મગજમાં સુંદર રીતે બેસી જાય છે. આમ છતાંય તેનું ખંડન કરવામાં આવે તો તેમનાં સમાધાનોનું અત્યંત ઉજ્જવલ સ્વરૂપ બહાર આવે છે."

(આ મહાશયે જૈન ધર્મનો લંડનમાં પ્રચાર કર્યો છે અને પોતે પણ જૈન બની સાત વ્રતોનો સ્વીકાર કર્યો છે.)

"તેઓ (ભગવાન મહાવીર) એક અગાધ સમુદ્ર હતા. જેમાં માનવપ્રેમની ઊર્મિઓ (મોજાંઓ) જોરથી ઊછળતી હતી. અને માત્ર માનવીની જ શા માટે ! સંસારનાં

પ્રાણીમાત્રની ભલાઈના માટે એમણે બધાનો ત્યાગ કરી દીધો હતો.''

- મહાત્મા શિવવ્રતલાલજી વર્મન, એમ.એ.

(અનેક પત્રોના સંપાદક તેમજ વેદાંત કલ્પદ્રુમ વગેરે અનેક ગ્રંથોના લેખક) ''ઈર્ષા અને દ્વેષના કારણે ધર્મપ્રચારને રોકનારી વિપત્તિઓ આવતી જ રહી. છતાંય જૈનશાસન ક્યારેય પણ પરાજિત ન થયું પણ સર્વત્ર વિજયી જ બન્યું.''

- સ્વામી વિરુપાક્ષ વડિયર વેદતીર્થ

પ્રોફેસર, સંસ્કૃત કૉલેજ, ઈંદોર

**"....the Jains are a veriable oasis in the desert of human strife and worldly ambition. It were a better would indeed if the world were Jain."**

**- Dr. MAURICE BLOOMFIELD**

**Johns Hopkins University, Baltimore (U.S.A.)**

''ભૌતિક વાસના અને માનવીય યાતનાઓના આ રણમેદાનમાં જૈનો શાંત પાણીના ઝરા જેવા છે.

જો આખું વિશ્વ જૈન હોત તો ખરેખર વિશ્વ ઘણું જ સુંદર હોત !''

- ડૉ. મોરાઈસ બ્લુમફિલ્ડ
જહોન્સ હોપકિન્સ યુનિવર્સિટી, બાલ્ટીમોર (યુ.એસ.એ.)

---

**"I personally believe that if only Jainism had kept its hold firmly in India, we would perhaps have had a more united India and certainly a greater India than today."**

**- SIR R. K. SHANMUKHAM CHETTY**
**Minister of the Central Cabinet, Government of India**

''મારી એ વ્યક્તિગત માન્યતા છે કે જો ભારતવર્ષમાં જૈન ધર્મની મજબૂત પકડ રહી હોત તો આજે ભારતવર્ષમાં ઘણી એકતા હોત અને એ પણ નિશ્ચિત છે કે આજે છે તેના કરતાં પણ મોટું ભારત બન્યું હોત.''

- શ્રી આર. કે. સન્નમુખ ચેટ્ટી (કેન્દ્ર સરકારના પ્રધાન)

---

''જ્યાં સુધી ભારતવર્ષમાં જૈન ધર્મની પ્રધાનતા હતી ત્યાં સુધીનો ઈતિહાસ સુવર્ણાક્ષરોમાં લખવા યોગ્ય છે.''

- રેવરેન્ડ જે. સ્ટીવેન્સન

"Mr. George Bernard Shaw, in the course of his talks with Shri Devidas Gandhi, son of Mahatma Gandhi expressed the view that Jaina Teaching were appealing to him much and that he wished to be reborn in a Jain family. Due to the influence of Jainism, he was always taking pure food free from meat diet and liquor."

"If there is a rebirth that I wish to be reborn in a Jain family."

- GEORGE BERNARD SHAW

"જો પુનર્જન્મ હોય તો હું જૈન કુટુંબમાં જન્મ લેવા ઈચ્છું."

(ઉપરની વાત તેમણે મહાત્મા ગાંધીના પુત્ર દેવદાસ ગાંધી ઉપર લખેલા પત્રમાં જણાવી હતી અને જૈન ધર્મના પ્રભાવથી તેમણે માંસાહાર અને શરાબપાનનો ત્યાગ કર્યો હતો.)

"From modern historical researches, we come to know that long before Brahminism developed into Hidu dharma, Jainism was prevalent in this country."

- JUSTICE RANGNEKAR
Bombay High Court

"આધુનિક ઐતિહાસિક સંશોધન દ્વારા આપણે જાણી શકીએ છીએ કે બ્રાહ્મણ ધર્મનો હિંદુ ધર્મમાં વિકાસ થયો તેના ઘણા કાળ પૂર્વે પણ આ દેશમાં જૈન ધર્મ પ્રસરેલો હતો."

- ન્યાયમૂર્તિ રાંગણેકર (મુંબઈ હાઈકોર્ટ)

**"The discoverise have to a very large extent supplies corroboration to the written Jain tradition and they offer tangible and incontroversible proof of the antiquity of the Jain religion and of its early existence."**

**- MAJOR GENERAL FORLONG**

"નવાં સંશોધનોએ જૈન ધર્મ ગ્રંથોમાં આલેખાયેલી પરંપરાને સંવાદી બનાવી છે. નવાં સંશોધનો જૈન ધર્મ તેમજ તેની અત્યંત પ્રાચીનતાની સ્પષ્ટ તેમજ નિર્વિવાદ સાબિતીઓ પૂરી પાડે છે.

- મેજર જનરલ ફરલોંગ

**"All upper Western North Central Asia was then say 1500 to 800 B. C. existed throughout India an**

**ancient and highly organised religion, philosophical, ethical and severaly ascetical viz Jainism, out of which clearly developed the early ascetical features of Brahminism and Buddhism."**

**-Dr. E. THOMAS**

**"Short Studies in the Science of Comparative Religions."**

"અને વખતે (ઈ.પૂ. ૧૫૦૦ થી ૮૦૦) ....સમસ્ત હિન્દુસ્તાનમાં અત્યંત તે પ્રાચીન અને અત્યંત વ્યવસ્થિત તેમજ દાર્શનિક, નૈતિક અને કડક સંયમાત્મક આ ધર્મ તે જ જૈન ધર્મ. આ જૈન ધર્મના વ્રત નિયમોના આધારે જ પ્રારંભિક બૌદ્ધ તેમજ બ્રાહ્મણ ધર્મના સાધુઓના નીતિનિયમોનો વિકાસ થયો છે.

- ડૉ. ઈ. થોમસ



"જૈનોના ૨૨મા તીર્થંકર નેમિનાથ ઐતિહાસિક પુરૂષ મનાય છે. ભગવત ગીતાના પરિશિષ્ટમાં શ્રીયુત બર્વે સ્વીકાર કરે છે કે નેમિનાથ શ્રીકૃષ્ણના પિતરાઈ ભાઈ હતા. જ્યારે જૈનોના ૨૨મા તીર્થંકર નેમિનાથ શ્રીકૃષ્ણના સમકાલીન હતા

તો બાકીના ૨૧ તીર્થંકરો કેટલા સમય પહેલાંના હોવા જોઈએ એનું અનુમાન વાંચકો પોતે જ કરી લે.''

- ડૉ. ફુહરર

એપીગ્રાફિકા ઈન્ડિકા, (વૉલ્યુમ ૨, પૃ. ૧૮)

**"Jainism is completely different from Hinduism and independent of It."**

**- SHRI KUMARASWAMI SASTRI**

**Chief Justice, Madras High Court**

''જૈન ધર્મ હિંદુ ધર્મ કરતા તદ્દન જુદો અને સ્વતંત્ર ધર્મ છે.''

- શ્રી કુમારસ્વામી શાસ્ત્રી

મુખ્ય ન્યાયાધીશ (મદ્રાસ હાઈકોર્ટ)

''જ્યારે હિંદુ લોકોએ જોયું કે જૈન ધર્મના ઉપદેશની અસર જૈન મતને પ્રબળ બનાવી રહી છે ત્યારે બધાં હિંદુ લોકોએ વિચાર કરીને જેવી રીતે જૈન ધર્મમાં ૨૪ તીર્થંકર મનાય છે તેવી રીતે તેમણે પણ ૨૪ અવતાર આપણે (હિંદુઓને) ત્યાં ગોઠવ્યા.''

- શામરાવકૃષ્ણ અને મંડલી

''આર્યધર્મ માસિક''

"જૈન ધર્મ માત્ર જૈનોને જ નહીં પણ તેમના સિવાય પાશ્ચાત્ય સંશોધનના પ્રત્યેક વિદ્યાર્થી અને ખાસ કરીને જો પૌર્વાત્ય દેશોના ધર્મોના તુલનાત્મક અભ્યાસમાં રસ ધરાવતા હોય તેમને તરબોળ કરી નાંખે એવો આનંદદાયક વિષય છે."

- સી. બી. રાજવાડે, પ્રોફેસર ઑફ પાલી, બરોડા

"It has accordingly appeared to more that a study of Indian Philosophy is incomplete without a study of Jainas contributions to it."

**- Dr. HARISATYA BHATTACHARYA**

**Philosophy of Jainas**

"મને એ ખરેખર લાગે છે કે ભારતીય દર્શનશાસ્ત્રનો અભ્યાસ જૈન દર્શનના અભ્યાસ વિના અપૂર્ણ છે."

- ડૉ. હરિસત્ય ભટ્ટાચાર્ય

"The more scientific knowledge advances, the more the Jain teaching will be proved."

**- Dr. L. P. TESSITORI, ITALY**

"જેમ જેમ વિજ્ઞાન વધતું જાય છે તેમ તેમ જૈન તત્ત્વજ્ઞાન સિદ્ધ થતું જાય છે."

- ડૉ. એલ. પી. ટેસ્સીટોરી, ઈટાલી



"પ્રાચીન રૂઢિના હિન્દુ ધર્મના મોટા મોટા શાસ્ત્રીઓ આજ સુધી પણ એ નથી જાણતા કે જૈનોનો સ્યાદ્વાદ એ કઈ ચીડિયા(ચકલી)નું નામ છે !"

- હિંદીના સર્વોત્તમ લેખક

મહાવીર પ્રસાદ દ્વિવેદી "સરસ્વતી"



**"The Jaina Philosoper as I know is free from dogmatism. Frankly, realistic and stands in close relation to other realistic school of thought. They have left for the posterity a full fledged philosophy which is indeed an invaluable heirloom."**

**- MOHD. ABDUL WAHEED KHAN**

**Director of Archeology, Vestings of Jainsim in Andhrapradesh (Page 11) A.P.**

"મારી જાણ મુજબ જૈન તત્ત્વજ્ઞાનીઓ દુરાગ્રહવાદીતાથી હંમેશાં મુક્ત હતા. સ્પષ્ટ વાસ્તવિકવાદી હતા અને બીજા વાસ્તવિકવાદીઓની સાથે સંબંધ જાળવી શકતા હતા. તેઓએ અનુજો (વારસદારો) માટે તત્ત્વજ્ઞાનનો વારસો આપ્યો છે, જે ખરેખર અમૂલ્ય છે.

- મોહ. અબ્દુલ વહીદ ખાન

"ગુજરાતી ભાષાના લાક્ષણિક સ્વરૂપનો આરંભકાળ (જૈન) આચાર્ય હેમચંદ્ર(સૂરિજી મ.)ના સમયથી (સં. ૧૨૨૯) જાણવા મળે છે અને શાંતિસૂરિ નામના એક જૈન સાધુએ "ભરતેશ્વર બાહુબલિરાસ" નામનું એક ધાર્મિક વીરરસ કાવ્ય વિ.સં. ૧૨૪૧ જેટલા જૂના સમયમાં રચેલું. પ્રાચીન ગુજરાતીથી લઈ અર્વાચીન ગુજરાતી સુધીના જૂના જૈન કવિઓની કલમો એટલી ચાલી છે કે એમની પરિચયાત્મક યાદીના મોટા ચાર ગ્રંથોના આશરે ૨૦૦થી વધુ (ક્રાઉન ૧૬ પેજી) પૃષ્ઠો છપાયાં છે."

- શ્રી કેશવરામ કે. શાસ્ત્રી, ગુજરાતના પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી

"દ્રવ્યના પરમાણુવાદ ઉપર સૌથી શ્રેષ્ઠ અભ્યાસ જૈન તત્ત્વજ્ઞાનીઓએ કરેલો હતો. અણુની વ્યાખ્યા જૈન મતે બહુ સ્પષ્ટ હતી."

- ડૉ. યશવંત ગુલાબરાય નાયક

"પરમાણુની ગહનતા અને વિશ્વની અગાધતા"માંથી

"જ્યારથી મેં શંકરાચાર્યે કરેલું જૈન ધર્મનું ખંડન વાંચ્યું ત્યારથી મને વિશ્વાસ થઈ ગયો કે આ (જૈન) સિદ્ધાંતમાં કંઈક એવું છે કે જે વેદાંતના આચાર્યો સમજી નથી શક્યા. અત્યાર સુધી જૈન ધર્મ વિષે જે કંઈ મેં જાણ્યું છે તેનાથી મારો એ વિશ્વાસ મજબૂત થઈ ગયો છે કે જૈન ધર્મના મૂળ ગ્રંથોને વાંચવાનો એમને (શંકરાચાર્યે વગેરેએ) પરિશ્રમ લીધો હોત તો તેમને જૈન ધર્મ સાથે વિરોધ કરવાનો કોઈ પણ મુદ્દો ન મળ્યો હોત."

- મહા મહોપાધ્યાય ગંગાનાથ ઝા

(M.A.D.L.L.)

"I may say with conviction that the doctrine for which the name of Lord Mahavira is glorified nowadays is the doctrine of Ahinsa. If anyone has practised it to the fullest extent and propagated most of doctrine of Ahinsa, it was Mahavira."

- MAHATMA GANDHI

"હું એ ખાતરીપૂર્વક કહી શકું છું કે અહિંસાના સિદ્ધાંતના કારણે ભગવાન મહાવીરનું નામ ભવ્યતાને પામ્યું છે. જો કોઈએ પણ સંપૂર્ણ અહિંસા પાળી હોય અને પ્રચારી હોય તો તે ભગવાન મહાવીરે જ !"

- મહાત્મા ગાંધી

"બુદ્ધના ધર્મે વેદમાર્ગનો જ ઈન્કાર કર્યો હતો, તેને અહિંસાનો આગ્રહ ન હતો. મહા દયારૂપ અને ધર્મ તો જૈનોનો જ થયો છે. આખા હિન્દુસ્તાનમાંથી પશુયજ્ઞ નીકળી ગયો છે."

- મણિલાલ નભુભાઈ

ગુજરાતના મહાન સાક્ષર "સિદ્ધાંત સાર"

"અત્યારે અસ્તિત્વ ધરાવતા ધર્મોમાં જૈન ધર્મ એક એવો ધર્મ છે કે જેમાં અહિંસાનો ક્રમ સંપૂર્ણ છે. બ્રાહ્મણ ધર્મમાં પણ ઘણા લાંબા કાળ પછી સંન્યાસીઓ માટે આ સૂક્ષ્મતર અહિંસા

વિદિત થઈ અને આખરે વનસ્પતિ આહારના રૂપમાં બ્રાહ્મણ જ્ઞાતિમાં પણ તે દાખલ થઈ હતી. એ છે કે જૈનોના ધર્મતત્ત્વોએ જે લોકમત જીત્યો હતો તેની અસર સજ્જડ રીતે વધતી જતી હતી.''

- એફ. ઓ. શાહરાદેર, પીએચ.ડી. (બુદ્ધિસ્ટ રીવ્યુ)



''એ (અહિંસા) ધર્મ બ્રાહ્મણ અને જૈન બંનેનો છે. જૈનોએ સંપૂર્ણ જીવનમાં ઉતાર્યો છે, તો બ્રાહ્મણોએ ધર્મભાવના તરીકે સ્વીકાર્યો છે, જો કે એને સંપૂર્ણ અમલમાં લાવી શક્યા નથી. તો હવે બ્રાહ્મણોની ફરજ છે કે તેઓએ જૈનો સાથે મળી એ ધર્મનો જીવનમાં સંપૂર્ણ સ્વીકાર કરવો જોઈએ.''

- પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ **(M.A., LL.B.)**

ગુજરાતના અપ્રતીમ સાક્ષર



**"Such is the foundation of Jaina religion, and to it's true followers no morality, no religion, is highest than the precepts of Ahinsa therefore they rightly lotlion to be absolute beliver in Universal Brotherhood of all living being."**

**- ALEXANDER GORDEN**

"જૈન ધર્મનો મૂળભૂત સિદ્ધાંત આવો છે અને તેના સાચા અનુયાયી માટે અહિંસા તત્ત્વ સિવાય બીજી કોઈ નીતિ કે ધર્મ મહાન નથી. અને તેથી તેઓ વિશ્વના પ્રાણીમાત્રના બંધુત્વ માટે સાચો દાવો કરી શકે છે."

- એલેક્ઝાંડર ગોરડન

"બૌદ્ધ ધર્મને માનનારા દેશોમાં માંસાહારીની અધિકતા અત્યારે પણ ચાલુ છે. પોતે હિંસા કરતા નથી પણ બીજા દ્વારા મારેલાં બકરાં વગેરેનું માંસ ખાવામાં હરકત સમજતા નથી. આવું અહિંસા તત્ત્વ બૌદ્ધોએ કાઢ્યું હતું. જેનો જૈનો દ્વારા ક્યારેય સ્વીકાર થયો ન હતો."

- શ્રી વાસુદેવ ગોવિંદ આપ્ટે, બી.એ.

**"Is is not correct to believe that Buddhism left some Hindu Castes like Brahmins, Vysyas etc. Vegetarian. It was actully Jainism which achieved this in Andhra. Buddihist eat even to oblige a devottee Jainas do not."**

**Page 88 (Jain Vestiges in Andhra)**
**- S. GOPALA KRISHNA MURTHY**
**Principal Government Training Collage, At. Nellore**

"એ માનવું સત્ય નથી કે બૌદ્ધ ધર્મના પ્રભાવથી બ્રાહ્મણ અને વૈશ્ય જેવી કેટલીક જાતિઓ શાકાહારી રહી હતી. પણ સત્ય વાત તો એ છે કે જૈનોના પ્રભાવથી આ (આંધ્રપ્રદેશમાં) શાકાહાર ફેલાયો હતો. બૌદ્ધો (બૌદ્ધ સાધુઓ) પોતાના ભક્ત ખાતર માંસ ખાતા હતા, પણ જૈનો કદાપિ નહીં."

- એસ. ગોપાલ ક્રિષ્નામૂર્તિ

"It is the duty of the Jainas to propagate the doctrine of Ahinsa throughout the would."

- SARDAR VALLABHABHAI PATEL

"જૈનોની એ ફરજ છે કે તેમણે સમસ્ત વિશ્વમાં અહિંસા ધર્મ ફેલાવવો જોઈએ."

- સરદાર વલ્લભભાઈ પટેલ

"Jainism is entirely independent of Buddhism. The difference between the two philosophies seems so great that it precludes any ideas of common origin."

- E. W. HOPKINS

"જૈન ધર્મ બુદ્ધ ધર્મથી સંપૂર્ણપણે સ્વતંત્ર છે."

"The Jainas have been an organised community all through the history of India from before the rise of Buddhism dawn to the present day."

- PROF. RHYS DAVIDS

"બુદ્ધ ધર્મના ઉદયથી પણ પૂર્વથી માંડીને આજ સુધી જૈન ધર્મના અનુયાયીઓ સંગઠનાત્મક રીતે રહેતા આવ્યા છે."

- પ્રો. રાહ્યસ ડેવિડસ



"Many people might be led to Jainism through Buddhism, it is stage before Jainism. The matter of knowledge obscuring karms is important in this context. The Buddhists are on the right path. If they remove the knowledge obscuring karmas by holy acts they will see truth of Jainism in short time.

Jainism was first; Buddhism came from it. If we wish to have right understanding of Buddha or Mahatma Jesus, we must be grounded in Jainism."

"ઘણા માણસોને જૈન ધર્મ તરફ બૌદ્ધ ધર્મ દ્વારા દોરી શકાય. આ (બૌદ્ધ ધર્મ) જૈન ધર્મ પહેલાની કક્ષા છે. આ વિષયમાં જ્ઞાનને રોકનાર (જ્ઞાનાવરણીય) કર્મ બહુ અગત્યની ચીજ છે. બૌદ્ધ ખરા છે પણ જો તેઓ પવિત્ર પ્રવૃત્તિ દ્વારા

જ્ઞાનાવરણીય કર્મને દૂર કરે તો તેમને જૈન ધર્મનું સત્ય થોડા વખતમાં જ સમજાઈ જાય, જૈન ધર્મ પહેલાંનો છે. બૌદ્ધ ધર્મ તેમાંથી ઉદ્‌ભવ્યો છે. જો આપણે બુદ્ધ કે મહાત્મા જીસસને સાચી રીતે સમજવા હોય તો જૈન ધર્મ આપણો પાયો હોવો જોઈએ.''

(Emerson Collage, Boston, January ૭, ૧૯૬૭

(Noel Relting Jain)

(પૂ.આ. દેવ વિક્રમસૂરીશ્વરજી મ. સાથેના પત્રવ્યવહારમાં તેમણે વિગત જણાવી છે. તેમણે "My Desicion for Jainism એ વિષય પર એક અગત્યનો લેખ પણ લખ્યો છે.)

---

**"The Jains Sadhu leads a life which is praised by all. He practises the Vratas and the rites strictly and shown to the world the way one has to go in order to realise the soul. - The Atma. Even the life of a Jaina householder is so faultless that India should be proud of him."**

**- Dr. SATISCHANDRA VIDYABHUSHAN**

"જૈન સાધુઓના જીવનની બધાં જ પ્રશંસા કરે છે. જૈન સાધુ પોતાના વ્રત અને નિયમોનું કડક પાલન કરીને જગતને

આત્માની પ્રતીતિ કરવાનો રસ્તો બતાવે છે. અરે ! જૈન ગૃહસ્થનું જીવન પણ એટલું નિર્દોષ હોય છે કે ભારતે તેના માટે ગર્વ લેવો જોઈએ."

- ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ

"વેદ અને પુરાણમા"

# જૈન તીર્થંકર સ્તુતિ

(આ વિભાગમાં વેદ, મહાભારત, ભાગવત્ અને પુરાણના જૈન ધર્મની પ્રાચીનતા પુરવાર કરતાં અવતરણો આપ્યાં છે. આનાથી સ્પષ્ટ છે કે પ્રાચીનકાળમાં પણ જૈન ધર્મ એટલો બધો વ્યાપક હતો કે વિશ્વના અત્યુત્તમ સાહિત્યમાં પણ તેનું નામ ગૌરવભર્યું રહ્યું છે.

ॐ नमो ऽर्हन्ती ! ऋषभो । "यजुर्वेद"

ॐ रक्ष रक्ष अरिष्टनेमि स्वाहा "यजुर्वेद"

ॐ त्रैलोक्यप्रतिष्ठितानां चतुर्विंशतितीर्थंकराणां ऋषभादि वर्धमानान्तानां, सिद्धानां शरणं प्रपद्ये । "यजुर्वेद"

ॐ पवित्र नग्न भुपति (ई) प्रसामहे येषा नग्न (नग्नेय) जाति येषां वीरा । "यजुर्वेद"

ॐ नग्नं सुधीर दिग्वाससं ब्रह्मगर्भ सनातनं उपैमि वीरं पुरुषमर्हतमादित्यवर्णं तमसः पुरुस्तात् स्वाहा। "ऋग्वेद"

अर्हन्ता ये सुदानवो, नरोअसो मिसा स प्रयज्ञं।
यज्ञियेभ्यो दिवो अर्चा मिरुन्द्रयः। "ऋग्वेद"

अर्हन्बिभर्षि सायकानि, घन्वार्हन्निष्कं यजतं।
विश्वरुप अर्हन्निदंदयसे विश्वं भवभुवं। "ऋग्वेद"

ॐ नमो अर्हतो ऋषभो ऋषभः पवित्रं पुरुहूतमध्भरं यज्ञेषु नग्नं परम माह संस्तुतं वरं शत्रु जयतं पशुरिद्रमाहुरिति स्वाहा। "ऋग्वेद"

ॐ ज्ञातारमिन्द्रं वृषभं वदन्ति अमृतारमिन्द्र हवे सुगतं सुपार्श्व मिन्द्रमाहुरिति स्वा। "ऋग्वेद"

अतिथ्यरूपं भासतं महावीरस्य नग्न हु। रुपामुपास दामेत तिथौ रात्रीः सुरासुताः। "ऋग्वेद"

स्वस्ति न स्तार्क्ष्येअरिष्टनेमिः स्वस्तिनो बृहस्पतिर्दधातु। "यजुर्वेद"

तरणिरित सषासतिबीजं पुरं ध्याः युजाआबइन्द्र पुरहूत नमो गिरा नेमि तष्टेव शुद्ध। "ऋग्वेद"

दीर्घायुत्वा युवलाबुर्वा शुभ जालायु ॐ रक्ष रक्ष अरिष्टनेमि स्वाहा वामदेव शान्तयर्थमनुविधीयते सास्माकं अरिष्टनेमि स्वाहा । "ऋग्वेद"

अजित जिनेन्द्रं तद्वर्द्धमानं पुरहूतमिदं स्वाहा ।

दधातु दीर्धायुस्तत्वाय बलाय वर्चसे सुप्रजास्त्वाय रक्ष रक्ष रिष्टनेमि स्वाहा । "बृहदारण्यके"

ऋषभ एव भगवान ब्रह्मा, भगवता ब्रह्मणां स्वयमेवा ।
चीर्णानि ब्राह्माणि तपांसि च प्राप्तः परंपदम् ॥ "आरण्यके"

दर्शयन् वर्त्मवीराणं, सुरासुरनमस्कृतः ।
नीतित्रयकर्ता यो युगादौ ऋषभो जिनः "स्मृति"
"शिवपुराण"

ऋषभाद् भारतो जज्ञे वीरपुत्रशताग्रजः ।
राज्ये अभिषिच्य भरत, महाप्रवज्यामाश्रितः॥ "ब्रह्माण्डपुराण"

परमात्मानमात्मानं लसतकेवल निर्मलम् ।
निरंजनं निराकारं ऋषभन्तु महाऋषिम् ॥ "स्कन्धपुराण"

पद्मासनसमासीन, श्याममूर्तिः दिगम्बरः ।
नेमिनाथ शिवोथैव नाम, चक्रेस्य वामनः ॥ "प्रमासपुराण"

सर्वज्ञ सर्वदर्शी च सर्वदेवनमस्कृतः ।
छात्रनीभिरापूज्यो मुक्ति मार्ग मसौवदन् । "शिवपुराण"

कैलास विमले रम्ये ऋषभोऽयं जिनेश्वरः ।
चकारस्वावतारं यो सार्वः सर्वगतः शिवः ।
अष्टषष्टिषु तीर्थेषु यात्रायां यत्फलं भवेत् ।
आदिनाथस्य देवस्य, स्मरणेन तद् भवेत् ॥ "नागपुराण"

## પુરાણોમાં જૈન તીર્થ વર્ણન

रैवताद्रौ जिनो नेमिर्युगादि विमलाचले ।
ऋषीणामाश्रमादेव मुक्तिमार्गस्य कारणम् । "महाभारत"

वामनेन रैवते, श्रीनेमिनाथाग्रे ।
बलिबन्धन सामर्थ्यार्थं तपस्तेपे ॥ "वामनावतार"



# ગુરુ લબ્ધિ નંદન પૂ. વિક્રમસૂરીશ્વરજી મ.સા.નો આછેરો પરિચય...



નિત્યભક્તામર સ્તોત્ર સમારાધક તીર્થ પ્રભાવક
પૂ. ગુરુદેવ શ્રીમદ્ વિજય **વિક્રમસૂરીશ્વરજી** મહારાજા

- ગીતાર્થ મૂર્ધન્ય 45 આગમનાં જ્ઞાતા.
- મહાન છ'રી પાલિત સંઘનાં પ્રણેતા.
- તીર્થ પ્રભાવક, તીર્થ રક્ષક.



ભક્તામર કી ભવ્ય પ્રભાએ,
ફેલાયી હે જગમે સારે,
ઐસે ગુરુવર નયનો કે તારે,
વિક્રમસૂરીશ્વર પ્રાણો સે પ્યારે...



ગીતાર્થ ગચ્છાધિપતિ પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય રાજયશસૂરીશ્વરજી મહારાજાનો આછેરો પરિચય...



**શ્રી પાર્શ્વનાથ-પદ્માવતી સમારાધક-ગીતાર્થ ગચ્છાધિપતિ**
**પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય રાજયશસૂરીશ્વરજી મહારાજા**

* જન્મ વિ.સં. ૨૦૦૧, ચૈત્ર વદ-૧૦, તા. ૭-૫-૧૯૪૫
* ૬૦ વર્ષનું દીર્ઘ સંયમજીવન (દીક્ષા વર્ષ - ઈ.સ. ૧૯૬૪)...
* ૩૭ વર્ષનો આચાર્યપદ પર્યાય...
* ૧૪થી વધુ રાજ્યોમાં અંદાજે સવા લાખ કિ.મી.નો ઉગ્ર વિહાર પદયાત્રા દ્વારા
* ઉચ્ચશિક્ષિત, પ્રખર વ્યાખ્યાતા, શાસ્ત્રાર્થ નિપુણ, શીઘ્ર કવિ, સાત ભાષાઓ પર પ્રભુત્વ...
* વિવિધ ધર્મોના મુખ્ય ધર્મગ્રંથોનાં વિશદ્ અભ્યાસી...
* સમસ્ત લબ્ધિ સમુદાયના ૨૫૦ થી વધુ સંયમી ભગવંતોના યોગક્ષેમ કરનાર.
* ૧૪૪ થી અધિક શુભ પ્રતિષ્ઠાઓના પ્રતિષ્ઠાચાર્ય...
* વિવિધ ૧૧થી વધુ ભાષાઓમાં પ્રકાશિત ૧૩૦થી વધુ ગ્રંથો - પુસ્તકોના લેખક - સંપાદક...

પ્રિન્ટીંગ: જય જિનેન્દ્ર અમદાવાદ મો:૯૮૨૫૦ ૨૪૨૦૪